બાલવાર્તાવલિ　　　　　　　　　　　　　　　　અંક ૮ મો.

# રંકનો રાજા

અંગ્રેજ કવિ મોરીસકૃત 'મૅન બૉર્ન ટુ બી કીંગ'નો અનુવાદ.


અનુવાદક,

વીરબાળ હરિસુખરામ મહેતા,

એસ. ટી. સી.



પ્રકાશક,

બાલસાહિત્ય પ્રકાશ મંદિર.

સોનીફળીઆ–સુરત.

પ્રથમાવૃત્તિ.

સંવત ૧૯૭૬　　　　　　　　　　　　　　　　ઈ. સ. ૧૯૨૦

કિંમત અઢી આના.

# પ્રસ્તાવના.



'રંકનો રાજા' બાલવાર્તાવલિનો ૮ મો અંક છે. અંગ્રેજ કવિ મી૦ મોરીસે જુની દંતકથાઓ અને વાર્તાઓ પરથી કાવ્યો રચેલાં, તેમાંનું એક "મૅન બૉર્ન ટુ બી કીંગ" નામનું છે; તેનો આ અનુવાદ છે.

કાગળોની મોંઘવારી અને છાપખાનાના વધેલા દરને લીધે આ પુસ્તકની કિંમત, બાલવાર્તાવાલનાં અગાઉ પ્રકટ થએલાં પુસ્તકો કરતાં વધારે રાખવી પડી છે. આશા છે કે હાલના સંજોગો જોતાં તે કિંમત વધારે નહિ લાગે

બાલસાહિત્ય પ્રકાશ મંદિર,<br>સોનીફળીઆ–સુરત.<br>તા. ૧–૭–૧૯૨૦

પ્રકાશક,

# રંકનો રાજા.



## પ્રકરણ ૧ લું.

### ભવિષ્યવાણી.

પૂર્વે, ઘણાં ઘણાં વર્ષોની વાત ઉપર, એક સમર્થ રાજા થઇ ગયો. તે વિશાળ રાજ્યનો માલીક હતો; સુવર્ણની તેને ખોટ નહતી; માન પ્રશંસા તેને જ્યાં ત્યાંથી મળતાં. કશી વાતની તેને ખોટ ન હતી. રાજ્યમાં સર્વત્ર સુખ, શાંતિ અને વ્યવસ્થાનાં દર્શન થતાં હતાં. ટુંકમાં તે સર્વ વાતે સુખી હતો.

રાજા ઘણો વિદ્વાન હતો. જાતે વિદ્વાન હતો એટલુંજ નહિ, પરન્તુ વિદ્વાનોની કદર કરનારો અને તેમને પોષનારો પણ હતો. એના દરબારમાં દેશ દેશના વિદ્વાનો એકત્ર થતા, અને પ્રત્યેક વિદ્વાન પાસેથી તે કાંઈને કાંઈ જ્ઞાન ગ્રહણ કરતો. મધમાખીની પેઠે જ્યાં ત્યાંથી જ્ઞાન ગ્રહણ કરનાર આ રાજા ઘણો જ્ઞાની ગણાતો હતો.

શુભ પ્રસંગો શોધી તે વિદ્વાન લોકોને પોતાના દરબારમાં બોલાવતો, અને તેમનો સત્કાર કરી કેટલોક સમય જ્ઞાનગોષ્ટિમાં કહાડતો. આવા એક પ્રસંગે તેણે ઘણા વિદ્વાનોને નિમંત્રણ કર્યું હતું. તેઓની સાથે એ ભવ્ય દરબારમાં તે બેઠો હતો, અને વાર્તા-વિનોદ તથા જ્ઞાનગોષ્ટિ ચાલી રહ્યાં હતાં. એવામાં તેની દષ્ટિ એક

વયોવૃદ્ધ વિદ્વાનના ઉપર પડી. સર્વ વિદ્વાનો પરિચિત હતા; પરંતુ આ વિદ્વાન તેને અપરિચિત લાગ્યો. તેના મોટા માથાપર રૂપેરી વાળો ચળકતા હતા, તેના મુખપર કરચલીઓ પડી હતી, અને તેની આંખમાં જ્ઞાનનું તેજ ઝળકી રહ્યું હતું. તેના વિશાળ કપાળપર પડેલી રેખાઓ સૂચવતી હતી કે તેણે ઘણું મનન કર્યું હશે.

તેની આંખો અભેદ્ય વાતોનો ભેદ જોઇ શકતી ન હોય એમ લાગતું હતું! તે બહુ થોડું બોલતો હતો, અને તેનાપર કોઈ ઝાઝું લક્ષ પણ આપતા નહોતા. તેના મુખપર કાંઇક વિચિત્ર પ્રકારનું સ્મિત છવાઈ રહ્યું હતું. પોતાની પાસે બેઠેલા વિદ્વાન મંડળની પેલે પાર તે જ્યારે રાજા તરફ દૃષ્ટિ કરતો, ત્યારે જાણે તે રાજાની કાંઈ મશ્કરી ન કરતો હોય એમ જણાતું હતું!

રાજા વયે યુવાન હતો; પરંતુ તે ઘણો ચાલાક અને લુચ્ચો હતો. આ વૃદ્ધના મુખપર પ્રકાશતું ભેદભર્યું સ્મિત તેણે દીઠું, અને તેનો ભેદ સમજી લેવાનો નિશ્ચય કર્યો. તેણે વૃદ્ધને પોતાની પાસે બોલાવી મંગાવ્યો, અને પૂછ્યું, "હે વૃદ્ધ વિદ્વાન! આપ કોણ છો? ક્યાંથી આવો છો? શું ધંધો કરો છો? આપ કવિ છો, ઇતિહાસકાર છો, ખગોળવેત્તા છો, જ્યોતિષિ છો, માનવીને જીવનદાન આપનાર વૈદ્ય છો કે કોણ છો? આપનો અહીં પધારવામાં શો હેતુ છે તે મને સ્પષ્ટ કહો."

વૃદ્ધે નમ્રતાથી ઉત્તર આપ્યો, "હે રાજન્! જ્ઞાનમંદિર જે ઉંચી સીધી ટેકરીપર આવેલું છે, ત્યાં પહોંચવાના પ્રયત્નો કરવામાં મેં મારી જીંદગી ગુમાવી છે. પરંતુ હજુ સુધી હું થોડેજ ચઢી

શકયો છું–મંદિર હજી બહુ દૂર છે! હું દૂર મેદાનમાં મારાં ઘેટાંઓ ચારતો હતો ત્યારના કરતાં વધારે ડાહ્યો થયો નથી. મારૂં જ્ઞાન ઘણું અલ્પ છે. પરંતુ હું આપને એક વાત કહેવાને આવ્યો છું. તે વાત આપના રાજ્ય અને રાજ્યાસનને લગતી છે. એક વેળા નભોમંડળ તરફ દૃષ્ટિ કરતો હું ઉભો હતો તે સમયે મને એ જ્ઞાન પ્રાપ્ત થયું હતું.

વૃદ્ધનાં આ ભેદભર્યાં વચનોએ રાજાની જીજ્ઞાસા વધારી. તેણે કહ્યું કે આપ જે જાણતા હો તે સત્વર કહો.

વૃદ્ધે કહ્યું, "રાજન્! આપનો આ જુનો રાજ્યવંશ અત્યાર સુધી અખંડ રહ્યો છે; પરંતુ આપ એ વંશના છેલ્લા નૃપતિ છો. મારા તારાઓના પુસ્તકમાં લખ્યું છે કે આપના પછી એ ગાદી કોઇ ગરીબને ગૃહે જન્મ પામેલા દીન જનને મળશે."

આ સાંભળીને રાજા આશ્ચર્ય પામ્યો, અને પેલા વૃદ્ધને કહ્યું કે, "આપના જ્ઞાનનું મને કાંઇ પ્રમાણ બતાવો. આ ખોટી સ્વાર્થી યુક્તિ નથી પરંતુ સત્ય ભવિષ્યવાણી છે એમ માનવાને શું કારણ છે? મને સંતોષ થાય એવું પ્રમાણ આપો. હું સંતુષ્ટ થતાં સુંદર બક્ષિસ આપીશ. જોઇએ વારૂ જે હું એકલોજ જાણું છું તે વાત આપ મને કહી શકશો ખરા?"

વૃદ્ધે કહ્યું, "આ સજ્જનોને અહીંથી દૂર જવાની આજ્ઞા કરો. એ લોકના ગયા બાદ હું આપને આપની કેટલીક છુપી વાતો કહીશ. આપને સંતોષ થાય કે ન થાય તેની મને પરવા નથી. મારાપર વિશ્વાસ મૂકવો ઘટે તો મૂકજો; નહિ તો મને જુઠો ગણજો. અહીંથી પાછા જવાની રજા સિવાય મને બીજું કશું જોઇતું નથી."

"જેવી આપની ઇચ્છા." એમ કહી રાજાએ સર્વ સજ્જનોને માર્ગ આપવા કહ્યું, અને ખુલ્લી હવામાં જતો ન હોય એવું ડોળ કરી પેલા વૃદ્ધની સાથે વાતો કરતો કરતો બહાર નીકળી પડયો.

વૃક્ષોની છાયા હેઠે જ્યારે તેઓ આવ્યા ત્યારે રાજા વૃદ્ધ તરફ ફર્યો અને બોલ્યો, "સજ્જન જે કહેવાનું હોય તે કહી દો અને આ મૂર્ખતાના પ્રકરણનો અંત આણો."

વૃદ્ધે રાજાના કટાક્ષનો સ્મિતવડે સત્કાર કર્યો અને કહ્યું, "રાજન્! સાંભળો. પછી જેમ ઇચ્છા થાય તેમ વર્તજો લગભગ એક વર્ષની વાત ઉપર આપ અને આપનો વિશ્વાસુ સરદાર સુરસેન આ વૃક્ષ હેઠે ઉભા હતા. આપે એને દ્રાક્ષાસવ ઝેર મેળવીને આપ્યો, અને આપના પર પરમ વિશ્વાસ રાખનાર આપનો એ સરદાર તે પી ગયો. આપના વિશ્વાસઘાતી વર્તનનું એને સ્વપ્ન સરખું પણ ન હતું. આપની ગુહ્ય વાતો એ બધી જાણતો હતો, તેથીજ આપે એનો જીવ લેવાની આ યુકિત કરેલી. પરંતુ મૂખ્ય કારણ તો એ હતું કે આપના માનીતા સરદાર કેસરીસિંહના ખુનની વિગતો રખેને એ કોઇને કહી દેશે એવી આપને ભીતિ રહેતી હતી."

દુનીઆભરમાં પણ જે વાતની પોતાના સિવાય કોઈને ખબર નથી એમ રાજા માનતો હતો, તે વાતો વૃદ્ધને મુખે સાંભળીને રાજાને આશ્ચર્ય થયું; અને તે સહજ શરમીંદો પણ પડી ગયો. પણ તે ગુસ્સે થયો હોય એવું ડોળ કર્યું અને વૃદ્ધને મોતની ધમકી આપી.

પરંતુ સત્યનિષ્ઠ વૃદ્ધે બીધા વિના કહ્યું કે "હે! રાજન્, મોતથી હું ડરૂં એમ નથી. હજુ તો મારે બહુ બહુ જીવવાનું છે

અને બહુ બહુ વેતરવાનું છે. હવે હું મારી રંક ઝુંપડીએ પાછો જઈશ. હું વૃદ્ધનું કહ્યું માનો તો ભાગ્યમાં જે નિર્માણ થઈ ચૂક્યું છે તેની સામા થશો મા. જે અનિવાર્ય છે તેને અધીન થઈને પ્રશંસા મેળવવી એજ ઉત્તમ માર્ગ છે. પછી જેવી આપની ઇચ્છા." એમ કહી તે ચાલતો થયો.

રાજા પાછો દરબારમાં આવ્યો. તેનું મુખ દેખીતું હસતું હતું પરંતુ તેના અંતરમાં ચિંતાના ભડકા ભભુકતા હતા. એક નીચ વર્ગનો બાળક પોતાની રાજ્યગાદી પર બેસે એ વિચારથી તેના ચિત્તમાં ક્રોધ વ્યાપી રહ્યો હતો. તેના મુખપર છવાએલી ચિંતાની છાયા અન્ય કોઈએ જોઈ નહિ કારણ કે સૌ મિજબાનીના આનંદમાં ગરક થઈ ગયા હતા. અને પોતાના મનની વાત કેમ છૂપાવવી અને બહારનો દેખાવ અંતરની સ્થિતિથી ઉલટો કેમ બતાવવો એ રાજાને બહુ સરસ રીતે આવડતું હતું.

---

# પ્રકરણ ૨ જું.

## શિકાર.

કેટલાક દિવસ સુધી તો રાજાની સ્થિતિ બહુ ચિંતાગ્રસ્ત રહી. મારા પછી એક સાધારણ ગામડીઆનો કોઈ છોકરો ગાદીએ આવશે એવું વિચારતાં તે કંપી ઉઠતો. પેલા વૃદ્ધની ભવિષ્યવાણી સિવાય કશી બીજી વાતનો તે વિચારજ કરી શકતો નહિ. પરંતુ સર્વ ભક્ષી-

કાળ એની ચિંતાને પણ ખાઈ ગયો, અને રાજા ફરીથી ખુશ મિજાજી બન્યો.

થોડોક કાળ વિત્યાબાદ તેણે એક ઉંચા કૂળના રાજ્યકુટુંબની સુંદર યુવતિ સાથે લગ્ન કર્યાં; અને તેની સાથે સુખચેનમાં અને આનંદમાં રહેવા લાગ્યો. રાણી સુંદર હતી એટલુંજ નહિ, પરંતુ તેનો સ્વભાવ એવો હતો કે કોઈ પણ તેને ચહાય. રાજા તો એમજ માનવા લાગ્યો કે સ્વર્ગ નીચે ઉતરીને તેના મહેલમાંજ આવ્યું છે. વૃદ્ધની ભવિષ્યવાણીની સ્મૃતિ તેના સ્મૃતિપટ પરથી તદ્દન ભુંસાઈ ગઈ હતી; તે એટલે સુધી કે તેનું કદી સ્વપ્ન સરખું પણ આવતું નહિ.

આ પ્રમાણે સુખચેન અને આનંદમાં એક વર્ષ વીત્યા બાદ એક દિવસ રાજા પોતાના સરદારોને લઈને શિકારે નીકળી પડ્યો.

શિકાર ઘણો સફળ નીવડ્યો. ઘણા ઉમદા શિકારોથી કોથળા ભરાઈ ગઈ. પરંતુ એવું બન્યું કે છેક મોડેથી રાજાની દૃષ્ટિ એક સુંદર હરણ પર પડી અંધારૂં થવાની તૈયારીમાં હતું; છતાં તેણે ઘોડાને એડી મારી અને પોતાના સરદારોને પાછળ આવવાનું કહ્યું. તેણે નિશ્ચય કર્યો કે ગમે તે થાય પણ આ હરણને જવા દેવું નહિ. હરણ સિવાય અન્ય કશાનો વિચાર કર્યા વિના તે તેની પૂંઠે મંડયોજ રહ્યો. પરંતુ પેલું હરણ વો હતું તેટલું ને તેટલું દૂર રહે! જેમ રાજાના ઘોડાનો વેગ વધે તેમ એનો પણ વેગ વધતો જણાય! સરદારો પાછળ પડી ગયા; અને અંધારૂં એટલું તો વધી પડયું કે કયાં જવું તે સુઝેજ નહિ.

આખરે લાચારીએ તેણે ઘોડાને થોભાવ્યો. આસપાસનાં વૃક્ષોની ઘટામાંથી તારાઓનું તેજ આવતું હતું તે તરફ જોઇ રહ્યો. ચારે પાસ અંધારૂં વિંટાઇ વળ્યું હતું. હવે જંગલમાંજ રાત્રિ ગાળવા સિવાય બીજો કશો ઉપાય રહ્યો ન હતો.

રાજાની કેવી દશા! એક બૂમની સાથે હજારો હજુરીઓ જેની આગળ આવીને ઉભા રહે, તે આજે અહિં અંધારામાં એકલો, શિકારમાં ભૂલો પડેલો, નિરાધાર ઉભો છે! આસપાસ કયાંઈ રહેવાની જગા જડે તો તે જોવા તેણે આમતેમ જોયું; પરંતુ કશું દેખાતું ન હતું, કે કોઇ અવાજ પણ સંભળાતો ન હતો.

એવામાં દૂર કાંઇક દીવા જેવું બળતું હોય એવો ભાસ થયો. કોઇ જંગલવાસીની ઝુંપડીમાં દેવતા સળગતો હશે અને તેનું આ અજવાળું છે એવો તેણે વિચાર કર્યો; અને ધીમે ધીમે તેના તરફ જવા લાગ્યો. મહા મહેનતે, અને ઘણી ઠોકરો ખાતાં ખાતાં આખરે તે જ્યાંથી પ્રકાશ આવતો હતો ત્યાં આવી પહોંચ્યો. તેની ધારણા ખરી હતી; એક કઠીઆરાની ઝુંપડીમાં દેવતા સળગતો હતો.

આખરે એક રાત્રિ ગાળવાની પણ જગ્યા મળી તેથી તેના આનંદનો પાર રહ્યો નહિ.

કઠીઆરાનું ઝુંપડું એક ખુલ્લી જગામાં હતું. આસપાસથી ઘાસ અને ઝાડનાં ઝાંખરાં કહાડીને તે સ્વચ્છ બનાવેલું હતું. તેની પાસે તે ગયો, અને ખુલ્લી જગામાં પગ મૂકવા જતો હતો, એટલામાં તો તેણે એક હૃષ્ટપુષ્ટ કઠીઆરાને બારણામાં કુહાડી લઇને કોઈ આવે તો તેને મારવાને તૈયાર થઈ ઉભેલો જોયો. દૂરજ થોભીને રાજાએ

તેને કહ્યું, "હે ભલા માણસ! આજની રાત મને અહિં રહેવા દેશે? અને જેવું હોય તેવું થોડું ખાવાનું આપશે તો હું તારો મોટો ઉપકાર માનીશ. પ્રભુ તને સુખી કરો!"

પેલા કઠીઆરાએ કહ્યું, "ના; અહિં તારથી રહેવાશે નહિ. મારી સ્ત્રીને પ્રસુતિનો સમય છે અને તે મરણના બિછાના પર પડેલી છે. પરંતુ પણે પેલો ગધેડાંનો તબેલો છે ત્યાં જો ફાવે તો સુઇ રહેજે. આજ મારાં ગધેડાંઓ શહેરમાં રહેવાનાં છે. ત્યાં સુવાને સૂકું ઘાસ છે, અને મારી પાસે લુખો સુકો રોટલો અને થોડું મધ છે તે હું તને ખાવાને આપીશ."

રાજાએ તેનો ઉપકાર માન્યો અને કહ્યું કે તારી દીલસોજીનો બદલો હું તને આપીશ.

કઠીઆરો કહે "સ્હવાર થતાં પહેલાં તો મારૂં ભાગ્ય ફુટી ગયું હશે, અને જેને ખાતર હું તારા સોનાના સિક્કાઓને કીંમતી ગણું તે મૃત્યુવશ થઈ હશે. પણ ચાલો આપણે તબેલા ભણી જઇએ."

ત્યાં રાજાને બેસારીને તેને માટે ખોરાક ને પાણી લઈ આવવા માટે તે પોતાના ઝુંપડા તરફ પાછો વળ્યો.



# પ્રકરણ ૩ જું.

## સ્વપ્ન.

પેલો કઠીઆરો થોડી વારમાં પોતાની સાથે કકડો બાજરીનો સુકો રોટલો, થોડું મધ અને બેએક કાંદા લઇને પાછો આવ્યો.

પોતાના રાજ્યમહેલમાં આવો ખોરાક આમળ ધરનારને રાજા શિક્ષા કરતો. પરંતુ ભુખ્યા પેટે તે સઘળું ભાવે, એટલે આવા ખોરાકને માટે પણ તેણે કઠીઆરાનો ઘણો ઘણો ઉપકાર માન્યો. બાજરાનો રોટલો ચાવવો અઘરો તો પડયો, પરંતુ જરે જર ખાઇ ગયો. તેથી તેની ભુખ મટી; અને માટલીમાંનું ઠંડું પાણી પીને તેણે તરસ પણ મટાડી.

પછી તેણે પોતાના ઘોડાને એક ઝાડ સાથે બાંધ્યો; અને ખુલ્લી ઘાસ પાથરેલી જમીન પર ચત્તો પાટ પડયો. રાજમહેલના શયનખંડની પોચી, સુંવાળી, રેશમી પથારી કયાં અને આ સુકું ઘાસ પાથરેલી ખુલ્લી જમીન કયાં ! પરંતુ રાજાને આવી સરખામણી કરવાનો વખત ન હતો. આખા દિવસનો થાકેલો તેથી તે સુતો તેવોજ ઉંઘી ગયો. પરંતુ તેના નસીબમાં આજના ભાગમાં શાંત નિદ્રા હતી નહિ. જો કે આજ તેને એની સૌથી વિશેષ જરૂર હતી. એક ઘડી તો થઇ ન હતી એટલામાં તેને એક ભયંકર સ્વપ્ન આવ્યું. જાણે કોઈ તેને કહેતું ન હોય કે “ લે, લે, ” એવું તેને લાગ્યું ! પાસેજ જાણે આ શબ્દોનો ઉચ્ચાર થતો હોય એમ જણાયું. આ શબ્દોના ભણકારા તેના કાનમાં પડતાંજ તે ચોંકી ઉઠયો. તે એટલો તો બીધો કે સર્વાંગે કંપી ઉઠયો. તે પોતાની તલવાર લઇને બહાર નીકળ્યો. આમતેમ જોયું કે કોઈ છે તો નહિ ! કોઈ છુપાઈ તો રહ્યું નથી ! આવતાં કે જતાં પગલાં સંભળાય તો તે સાંભળવાને તેણે કાન માંડયા; પરંતુ કશું સંભળાયું પણ નહિ અને કશું દેખી શકાયું પણ નહિ. માત્ર કઠીઆરાની

સ્ત્રીના દુઃખોદ્ગાર, અને જંગલમાં થતા પરિચિત પરંતુ એકાકી જીવને ગભરાવનારા કંસારી વગેરેના અવાજો સંભળાયા.

કશું માલમ પડયું નહિ એટલે તે ફરી આવીને સુતો અને ભર ઉંઘમાં પડયો. પરંતુ પાછો તરત પહેલાંની માફક અવાજ સાંભળીને તે જાગી ઉઠયો. પરંતુ આ વેળા તેણે જુદાજ શબ્દો સાંભળ્યા. આ વખતે પેલો સ્વપ્નનો બોલનાર "આપ" "આપ" એવું કહેતો હતો. તરત બેઠો થયો અને રાત્રિના ઘોર અંધારામાંથી પેલેપાર દૃષ્ટિ ફેંકી જોવાનો પ્રયત્ન કર્યો; પરંતુ કશું જણાયું નહિ. માત્ર એની આંખોને ઝાંખ વળી. આવા શબ્દો શા માટે સંભળાવા જોઇએ એ તે સમજી શકયો નહિ. પાછો તે ઉંઘી ગયો અને થોડી વારતો નિરાંતે ઉંઘ્યો. પેલો અવાજ ફરી સંભળાયો નહિ.

પરંતુ તેને પુનઃ નવું સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં તેણે જોયું કે હું આ જગામાંજ જાગું છું. પેલો વૃદ્ધ વિદ્વાન જેની એણે મિજબાનીમાં ઓળખાણ કરી હતી તે તેની પાસે ઉભો હોય એવું જોયું. વૃદ્ધ ઘણો વૃદ્ધ થઇ ગયો હતો. તે જાણે તેના ઉપર નીચો વળીને જોઇ રહ્યો હોય, અને કટાક્ષભર્યું સ્મિત કરતો હોય એવું લાગતું હતું. જતાં પહેલાં તે આ શબ્દો એના કાનમાં કહેતો ગયો "લે, અથવા આપી દે; એમાં શું? તારા પછી આ બાળક તારી જુની ગાદીપર બેસશે."

આ શબ્દો સાંભળીને રાજા એકદમ જાગી ઉઠયો અને બેઠો થયો; દૂર દૃષ્ટિ કરી; પરંતુ પ્રકાશનું કીરણ સરખું પણ દેખાયું નહિ. ફરી આવાં સ્વપ્ન આવે નહિ માટે ઉંઘવુંજ નહિ એવો

નિશ્ચય કર્યો. પરંતુ તેનો એ નિશ્ચય ટકી શક્યો નહિ તે પાછો સુતો. ક્યારે સુઈ ગયો તે જાણ્યું નહિ અને સુતો તેવોજ ઉંઘી ગયો.

સવારનો સૂર્ય જંગલપર પ્રકાશવા માંડ્યો. તેનાં કીરણો તબેલામાં આવવા લાગ્યાં ત્યાંસુધી તે ફરી જાગ્યો નહિ કે તેને સ્વપ્ન પણ આવ્યું નહિ. જાગ્યો ત્યારે રાત્રિના અનુભવોનો વિચાર કરતો કરતો તે કઠીઆરાના ઝુંપડા ભણી ચાલ્યો. સવારના ઠંડા પવનમાં તે ઠુંઠતો હતો અને તરતની જાગૃત થએલી આંખો ચોળતો હતો.

ઝુંપડીમાં પ્રવેશ કરતાં તેની દૃષ્ટિએ કેવો શોકજનક દેખાવ પડ્યો ! કઠીઆરો તેની ધણીઆણીના બિછાના પાસે ઘૂંટણીએ પડ્યો હતો અને નીચો વળીને તેને જોઈ રહ્યો હતો ! કઠીઆરાની સ્ત્રી ત્યાં મૃત્યુવશ પડેલી હતી ! પરોઢીયું થતાં તેણે દેહ છોડ્યો હતો. કઠીઆરાની અને શબની વચ્ચે એક તરતનું જન્મેલું બાળક પડયું હતું !

તે જરાવાર ઝુંપડીના બારણામાં થોભ્યો. પરંતુ કઠીઆરો બિચારો એટલો તો શોકગ્રસ્ત હતો કે રાજા આવીને ઉભો તેની એને ખબર પણ પડી નહિ.

રાજા હતો ત્યાંજ ઉભો રહ્યો અને નવા જન્મેલા બાળકના સામું જોઈ રહ્યો. તરત તેને પેલા વૃદ્ધના શબ્દો યાદ આવ્યા અને તેના અંતઃકરણમાં ધિક્કારનું હડહડતું ઝેર વ્યાપી રહ્યું. આ નાનું બાળકજ પોતાનો ભાવી દુશ્મન છે એવું માની લીધું. આમતેમ દૃષ્ટિ કરતાં આ ઝુંપડાનું અધમ દારિદ્ર જોઇ લીધું. સુખ કે આનંદની છાયા સરખી પણ શોધી જડે એમ ન હતું.

તે આમ ઉભો હતો એવામાં રણશીંગડાઓના અવાજ તેના કાનપર પડયો. તરતજ તેણે પોતાના શિકારીઓની શિકાર-હાક ઓળખી કાઢી, અને તેણે જવાબમાં પોતાનું રણશીંગડું વગાડયું. થોડીવારમાં તો ઝાડીમાંથી શિકારીઓ બહાર આવ્યા અને રાજાજીનો ભેટો થયો માટે હર્ષનાદ કરી ઉઠયા.

કઠીઆરાએ પોતાનું શોકગ્રસ્ત મુખ ફેરવીને જોયું તો સુંદર રંગબેરંગી વસ્ત્રોમાં સજ્જ થએલા શિકારીઓને જોઇ તે આશ્ચર્ય પામ્યો; અને તેમને રાત્રિના પરોણાને રાજાધિરાજ કહેતા સાંભળી તે તો દિઙ્મૂઢજ બની ગયો! પરંતુ તે એક શબ્દ પણ બોલ્યો નહિ.

પરંતુ રાજાએ પોતાના શિકારીઓને આ પ્રમાણે ફરમાન કર્યું; "જે કમનસીબ માણસને તમો તમારી સમક્ષ જુઓ છો તેણે મને રાત્રિએ આશ્રય અને ખોરાક આપ્યાં હતાં. તેના બદલામાં એને સુવર્ણના કરતાં પણ વધારે કીમતી વસ્તુ આપવી જોઇએ. હવે એ તદ્દન એકલો અને લાચાર થઇ ગયો છે. આ નવા જન્મેલા બાળક તરફ દૃષ્ટિ કરો! એને હું લઇજઇશ, અને એને એવી રીતે પાળીશ કે એને ઘાસપર સુવાનો કે લુખ્ખા સુકા રોટલા ખાવાનો વારોજ ન આવે. એ ધાતુની ચળકતી થાળીમાંથી અન્ન ખાશે; સુંદર સ્વચ્છ વસ્ત્રો પહેરશે; અને તરવાર, ભાલો વગેરે શસ્ત્રો ખેલતાં શીખશે." પછી કઠીઆરા ભણી ફરીને રાજાએ કહ્યું, "કેમ ભલા માણસ! તારો શું વિચાર છે?"

રડતાં રડતાં કઠીઆરો બોલ્યો, "અન્નદાતા જેવી આપની ઇચ્છા. મને આશા હતી કે જો ઇશ્વર છોકરો આપે તો મને મારા કામમાં મદદ કરે. પરંતુ ઇશ્વરની મરજી કાંઇ જુદીજ જણાય છે!!"

આ દુ:ખી માણસ શું બોલ્યો તેપર રાજાએ બિલકુલ લક્ષ આપ્યું નહિ, અને પોતાના મુખ્ય સરદારને કહ્યું, "લાવો એ છોકરાને અને એ કઠીઆરાને આ સોનામહોરની કોથળી આપો, કે તે દુ:ખ ભૂલીને થોડુંક સુખ ભોગવે.

સરદારે આજ્ઞા થઈ તે પ્રમાણે કર્યું. દુર્ભાગી કઠીઆરાના મુખપર ચળકતી સોનામહોર જોઇને કાંઇક પ્રકાશ આવ્યો; પરંતુ તેણે છોકરાને કમનેજ આપ્યો. અને ખૂબ વ્હાલથી તેને ચુંબન કર્યું. તેમ કરતાં એનાં ઉનાં આંસુઓ બાળકના ગાલપર પડયાં.

છોકરાને નાના લાકડાના ખોખામાં ઘાસ પાથરીને સુવાડેલો હતો. ખોખું પેલા ઘરડા સરદારે લઇ લીધું અને રાજા આગળ આવ્યો. રાજાએ તેના તરફ તિરસ્કારની દૃષ્ટિ કરી, સરદારને તેની સંભાળ લેવા કહ્યું; અને પેલા દુર્ભાગી કઠીઆરાને તેનાપર આવી પડેલા દુ:ખનું શાંત્વન કરવાને એક પણ દીલસોજીનો શબ્દ કહ્યા વિના ત્યાંથી ચાલતો થયો.

કેટલેક દૂર ગયા પછી રાજા સરદારો ભણી ફર્યો અને તેમને કહ્યું કે તમે સૌ જાઓ. હું આ મારા ભલા સરદારની સાથે નદીને પેલે પાર જઇ કોઈ બઇને ત્યાં આ બચ્ચાને મૂકી આવીશું કે તે તેને ધવરાવે અને ઉછેરીને મોટો કરે.

રાજાની આજ્ઞા થતાંજ સરદારોએ પોતાના ઘોડાઓને એડી મારી અને રવાના થયા. સર્વ ગયા એટલે રાજાએ પોતાના વિશ્વાસુ સરદારને વૃદ્ધ વિદ્વાનની ભવિષ્યવાણી, ગઈ રાત્રિનાં સ્વપ્નો, વગેરેની સવિસ્તર હકીકત કહી વળી છોકરાનો કબજો લેવામાં ઉતાવળ અને અધીરાઈ શા માટે કરી તે પણ સમજાવ્યું.

કેટલેક દૂર ગયા પછી એક નદી આવી. તેનાપર લાકડાનો પુલ હતો, તે પુલ સરદારને બતાવી રાજાએ કહ્યું કે આ બાળકને ત્યાં લઇ જા અને ત્યાંથી નદીમાં નાંખી દે કે પછી મારી રાજ્યગાદીપર તે કદી બેસી શકેજ નહિ.

સરદાર દુષ્ટ અને કઠણ હૃદયનો હતો, પાપી જીવનજ ગાળતો હતો, છતાં, એક નવા જન્મેલા નિર્દોષ બાળકની હત્યા કરતાં તેનું હૃદય કંપી ઉઠયું. પરંતુ રાજાનું કહ્યું માન્યા વિના ચાલેજ નહિ તેથી તેણે પેલું ખોખું નદીના પ્રવાહમાં મૂકી દીધું; અને તરે છે કે ડૂબે છે તેની કશી દરકાર નહિ.

જન્મતાંને વારજ પોતાના દુશ્મનને દૂર કર્યો એવો સંતોષ પામતો રાજા, સરદાર સાથે નજીવી બાબતોની વાતો કરતો કરતો પોતાના મહેલ તરફ ચાલ્યો.

મહેલના દરવાજા આગળ આવતાંજ એક વિશ્વાસુ નોકરે સમાચાર કહ્યા કે રાણીજીએ એક સુંદર અને આરોગ્ય પુત્રીને જન્મ આપ્યો છે.

રાજાના આનંદનો પાર રહ્યો નહિ અને હવે મારી ગાદીપર બીજું કોણ બેસનાર છે એવો ઉન્માદભર્યો વિચાર કર્યો. આ નવિન આનંદ અને ઉન્માદના આવેશમાં ગઇ રાત્રિના અનુભવો અને પ્રાતઃકાળનું અઘોર પાપ બેઉ વિસ્મૃત થયાં !



# પ્રકરણ ૪ થું.

## ખેડુતનો દીકરો.

જ્યાં રાજાના સરદારે પેલા ગરીબ બિચારા બાળકને નદીના પાણીમાં ડૂબવા મૂકી દીધું હતું, ત્યાંથી કેટલેક દૂર સામેપાર એક ખેડુત અને તેની ભલી સ્રી રહેતાં હતાં. તેઓ એક નાનકડા ખેતરનાં માલીક હતાં અને તેની આવકમાંથી પોતાનું ગુજરાન ચલવતાં. બેઉ ઘણાં સંતોષી અને સદ્‌ગુણી હતાં. જે થોડું ઘણું પ્રભુ આપે તેમાં સંતોષ માની હમેશાં તેનો ઉપકાર માનતાં. ખેડુત પોતાની સ્રીને ઘણું ચહાતો હતો અને તેની સ્રી પણ તેને ઘણું ચહાતી હતી. આસપાસ નજીકમાં કોઈ રહેતું ન હતું, એટલે તેઓનું જીવન એકાંત જીવન હતું. સવારે વહેલાં ઉઠી સ્રી નાવાને પાણી ઉનું કરે, અને મધુર સ્વરે ગામડીઆં ગીતો અને ભજનો ગાતાં ગાતાં દળણું દળે. તેમજ વળી ગાય અને ભેંસને દોહીને પછી છાશ વલોવે.

ખેડુત પરોઢીએ ઉઠી, નાહી ધોઈને ખેતરે જાય અને ત્યાં પોતાનું કામ કરે. માથે સૂર્ય તપે ત્યાં સુધી દરરોજ કામ કરવાનું છતાં અકળાય નહિ. બપોરે તેની સ્રી રોટલો, છાશ ને કદિ મરચું લાવે તે ખાય અને પછી પાછો કામે વળગે; ને સાંજે સૂર્યાસ્તને સમયે ઘેર જાય.

આવું સાદું પણ સુખી જીવન આ જોડું ગાળતું હતું. પરંતુ તેમના આ સંપૂર્ણ લાગતા સુખમાં એક મોટી ન્યૂનતા હતી. એતો બેઉ લગભગ ચાળીશ વર્ષની વયે પહોંચ્યાં હતાં; પરંતુ

તેમને કાંઈ સંતાન ન હતું. તેમના સુખની શૈયામાં આજ એક કંટક હતો, અને તે મોટો કંટક હતો; તીવ્ર હતો; કોઇ કોઈ સમયે ઘણું દુઃખ દેતો. બાધા આખડી વગેરે સર્વ ઉપાયો અજમાવી જોયા હતા, પરંતુ તેમનું એ દુઃખ મટયું ન હતું. સાધારણ રીતે તો તેઓ ઇશ્વિરની ઇચ્છાને અધીન થઇ રહેતાં. પણ કદી કદી એ દુઃખ તેમને બહુ સાલી આવતું, ત્યારે તેઓ ઇશ્વરને દીનભાવે પ્રાર્થના કરતાં કે હે પ્રભુ! અમને વધારે નહિ તો એક સંતાન તો આપ!

આખરે એક દિવસે પ્રભુએ તેમની પ્રાર્થના સાંભળી હોય એવું થયું. સવારના કામકાજથી પરવારી ખેડુતની સ્ત્રી પોતાના ધણીને માટે રોટલો વગેરે ખાવાનું લઇને જતી હતી, ત્યારે તેણે નદીના પાણીમાં લાકડાની પેટી તરતી જોઇ. પહેલાં તો તેને જણાયું નહિ કે એમાં બાળક હશે. પરંતુ જ્યારે તેના રડવાનો અવાજ સંભળાયો ત્યારે પાસે જઇને જોયું, તો તેમાં એક તરતનું જન્મેલું બાળક હતું! આ દીન બાળકને કોણે આમ નિરાધાર સ્થિતિમાં નાખી દીધું હશે! એ કયા ક્રૂર ઘાતકી હૃદયનું કામ હશે! શા માટે એમ કર્યું હશે! વગેરે અનેક વિચારો એના મગજમાંથી આવ્યા અને ગયા. એક ક્ષણમાં તો આ વિચારવ્યાપાર પુરોએ થઇ ગયો અને તેણે કીનારે જઈ પેટી ઉંચકી લીધી.

આખરે ઇશ્વિરે આપણી સામા જોયું. આપણી પ્રાર્થના સાંભળી અને આપણને બાળક આપ્યું, એવો વિચાર કરતી અને ઇશ્વરનો ઉપકાર માનતી તે ખેતર તરફ ચાલી. ટાઢમાં ઠુંઠવાઇ ગએલા બાળકને હોરાડી તેણે હૂંફ આપી. આથી હમેશના કરતાં તેને ખેતરે પહોચતાં મોડું થયું.

તેનો ધણી તેની રાહ જોઇને બેઠો હતો. ખેતરમાં ઘાસની ગંજીઓ હતી તેમાંની એક નાની ગંજીપર ચઢી તે દૂર નજર ફેંકતો હતો. રોજના કરતાં આજ ભુખ વહેલી અને વિશેષ લાગી હતી. એક ઘડી દશ ઘડી જેટલી લાંબી લાગતી હતી.

"હવે આ બાળકને મારા છોકરા માફક ઉછેરીશ, મારી આ નાનકડી ઝુંપડી અને આ નાનકડું ખેતર એને વારસામાં આપીશ, અને પાસેના ગામની કોઈ છોડી સાથે એને પરણાવીશ". એવા અનેક વિચારો કરતી ખેડુતની સ્ત્રી આખરે પોતાને ખેતરે આવી પહોંચી. ખેડુત વિસ્મય પામ્યો. પરંતુ તે પ્રશ્ન પૂછે છે એટલામાં તો તેની સ્ત્રીએજ એ પેટી તેની આગળ મૂકી, તેણે પૂછવા ધારેલા પ્રશ્નનો ઉત્તર આપી દીધો. જે સદ્ભાવથી ખેડુતની સ્ત્રીએ બાળકનો સત્કાર કર્યો હતો તેવાજ સદ્ભાવથી ખેડુતે પણ તેનો સત્કાર કર્યો; અને જે પ્રભુએ તેમની સંતાનની ભૂખ મટાડી તેનો અંતઃકરણપૂર્વક આભાર માન્યો.

બાળક ઘણો ચાલાક છોકરો નીવડયો. જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ તેની બુદ્ધિ વધારે ને વધારે ખીલતી ગઈ. એને ઉછેરવા ખેડુત અને એની સ્ત્રી બેઉ ઘણો શ્રમ લેતં; અને તેમનો વખત કયાં જતો તે જણાતું નહિ.

કોઇ પણ બાળકનું માલીક થતું આવ્યું નહિ; અને પાંચ વર્ષ કયાં વીતી ગયાં તે જરાપણ જણાયું નહિ.

પાંચ વર્ષનો થયો ત્યાં સુધી તેઓ એને 'અલ્યા' 'મોટા' એવાં નામોથીજ બોલાવતાં. કારણ કે ભલી બાઇએ બાધા રાખી હતી કે પાંચ વર્ષે નામ પાડવું.

પ્રભુએ આપેલા આ બાળકનું નામ શું આપવું એવો વિચાર કરીને આખરે તેને ભગવાન કહેવો એવો નિશ્ચય કર્યો; કારણ કે જ્યારે જ્યારે એનું નામ દે ત્યારે ત્યારે જે ભગવાને આ બાળકનું તેમને દાન કર્યું હતું તેનું શુભ સ્મરણ થયાં કરે.

પછી એને ધીમે ધીમે ખેતીનું કામ કરતાં શીખવવા માંડયું. ભગવાન તે ઘણી ઝડપથી શીખવા લાગ્યો. એ પ્રમાણે કરતાં કરતાં બીજાં નવ વર્ષ પાણીના રેલાની માફક વહી ગયાં. ક્યાં આવ્યાં અને ક્યાં ગયાં તે કોઇએ જાણ્યું નહિ. ભગવાન હવે ચૌદ વર્ષનો મજબુત બાંધાનો છોકરો બન્યો. તે ખેડુતને અને તેની ધણી-આણીને પોતાનાં માબાપજ ગણતો અને તેઓ તેનાપર પોતાનોજ બાળક હોય તેવી મમતા રાખતાં.

છોકરો ચૌદ વર્ષની ઉંમરનો થયો ત્યારે તેના સંબંધમાં એક ઘણો વિચિત્ર બનાવ બન્યો. એક દિવસ બપોરે તે એક નાના ઘાસની ગંજી પર ચઢીને સુતો હતો. ખેડુત ખેતરને બીજે છેડે કામ કરતો હતો. બપોરનો વખત થયો હતો એટલે ખેડુતની ધણીઆણીને પણ ખાવાનું લઇને આવવાનો વખત થયો હતો.

એવામાં એક ઘોડેસ્વાર દૂરથી આવતો જણાયો. કોઈ દિવસ નહિ અને આજે આમ ઘોડેસ્વાર કેમ આવતો હશે? એ વિચાર ભગવાનને આવ્યો. તે બેઠો થયો અને ઘોડેસ્વારને પોતાના ખેતર ભણીજ આવતો જોઈ તેનો સત્કાર કરવાને તૈયાર થયો.

ભગવાન જો કે એક ગામડીઓ હતો છતાં એક સદ્ગૃહસ્થના છોકરાને છાજે એવી રીતે તેણે આ સવારનો સત્કાર કર્યો; અને

પાણી વગેરેની પૂછપરછ કરી. પેલા સવારે કહ્યું, હું શિકારે નીકળ્યો હતો. બપોર થયા છે અને મારે જરા નાસ્તો કરી લેવો છે. ભલા છોકરા! તારો બાપ ક્યાં છે? મને તેની પાસે તેડી જા.

છોકરો આગળ અને ઘોડેસ્વાર પાછળ એમ બેઉ ચાલ્યા. ખેડુત સામેથી આવતો હતો. તેણે ઘોડેસ્વારને તરત ઓળખી કાઢ્યો. નજીક આવતાંજ તે પગે પડ્યો અને 'રાજાધિરાજ' કહીને વંદન કર્યું. ભગવાન તો વિસ્મય પામી ગયો કે જેને તે એક સાધારણ સિપાહી ગણતો હતો તે તો ગામનો રાજા હતો! પરંતુ તે નાનપણથીજ વિનય શીખેલો, એટલે તેની રાજા તરફની વર્તણુક પસ્તાવા જેવી હતીજ નહિ.

રાજાને છોકરાને જોતાંવારનેજ એમ થયું હતું કે 'મેં આને કાંઈક જોયો છે.' પરંતુ કયાં અને કયારે તેનું કાંઈ એને ભાન ન હતું. એટલે એનો તેણે બહુ વિચાર પણ કર્યો નહિ. છતાં ભગવાન એવો દેખાવડો અને વિનયી હતો કે રાજાનું હેત તેણે સંપાદન કરી લીધું.

રાજાએ ત્યાં પોતે કેમ આવ્યો હતો તે વાત કહી ત્યારે ખેડુત ઘણો ખુશી થયો. રાજાને પોતાને ત્યાં પરોણો થઈ આવેલો જોઈ ખેડુતને ઘણો આનંદ થયો. તે તેની પરોણાગત કરવાને ઉત્સુક થયો. એક આંબાના ઝાડ તળે ઘાસપાથરી તે પર પીછોડી પાથરી રાજાને માટે બેસવાને પોચી નરમ બેઠક બનાવી, અને કહ્યું "રાજાજી આપ સહજવાર થોભી જાઓ તો હું કુવામાંથી ચોકખું પાણી લઈ આવું. મારી સ્ત્રી હમણાં રોટલો લઈને આવશે. તેને આવવાનો વખતજ થયો છે."

બાપ–દીકરાના ચહેરા પર નજર કરતાં રાજા ફરી કાંઇક વિચારમાં પડી ગયો. આ બે બાપ–દીકરો હશે ! તેમ હોય તો એમના ચહેરામાં આટલો બધો ફેર શા માટે હોય ! વખતે એમ પણ હોય કે છોકરો એની માના જેવો હોય. તે આવે ત્યાં સુધી વિચાર કરવો ફોકટ છે.

આવો વિચાર કરતો હતો એટલામાં તો ખેડુત સ્વચ્છ પાણીનો એક લોટો ભરીને રાજા તરફ આવતો જણાયો. સૂર્યનાં કીરણો ચળકતા પીત્તળના લોટા પર પડતાં અને નાનકડા સૂરજ સરખાં લાગતાં. તે લોટા પર પડતાં કીરણોનો પ્રકાશ અજાણતાં રાજાની આંખ પર પડ્યો એટલે તે વિચારમાંથી જાગૃત થયો.

આણી મેરથી ખેડુતની ધણીઆણી પણ ખાવાનું લઈને આવી. સારે નસીબે રોજના કરતાં તે આજે એક રોટલો વધારેજ લાવી હતી. લીલાં મરચાં, તથા કાંદા અને મીઠું, શાકની ગરજ સારવાને હતાં. ભગવાન ખેતરમાંથી થોડાં ચીભડાં તોડી લાવ્યો.

રાજાએ નાસ્તો કર્યો, અને ખેડુતનો ઉપકાર માન્યો. પણ પેલા છોકરા પરથી રાજાની આંખ આવી ખસતી ન હતી ! આખરે તેનાથી રહેવાયું નહિ અને પૂછ્યું, "ખેડુત આ તારો છોકરો તમારા બેઉ કરતાં કાંઇક જુદો પડે છે. એનો ચહેરો કેમ જુદોજ છે. ?"

ખેડુતે કહ્યું "મહારાજ ! એ છોકરો અમારો નથી; પણ એને અમે છોકરા પ્રાહક પાળીએ છીએ. અમારે પેટે તો છોકરાંજ નથી. અમારા પર દયા લાવીને પરમેશ્વરે આટલી ભેટ અમને આપી છે, અને તેથી અમે સંતોષ માનીએ છીએ."

રાજાની જીજ્ઞાસા વધારે જાગૃત થઇ. આ છોકરાના ભૂતકાળમાં ડુબકી મારવાની તેની ઇચ્છા વધારે પ્રબળ થઈ! તેણે પૂછ્યું, "કેવી રીતે આ ભેટ તમને મળી?"

ખેડુની ધણીઆણીએ ખેડુતની આજ્ઞાથી બધી હકીકત સવિસ્તર કહી સંભળાવી. છોકરાને જોતાંજ જે વ્હેમ રાજાને પડયો હતો તે ખરો પડયો. વાત સાંભળતો હોય એવો તેણે ઢોંગ કર્યો, પરંતુ તેનું ચિત્ત તો હવે શું કરવું તેના ઉપાયો શોધવામાંજ રોકાએલું હતું! કારણ કે હવે તેની ખાતરી થઇ કે "ભગવાન તે બીજો કોઇ નથી, પરંતુ નદીમાં મુકાવેલું પેલા કઠીઆરાનું તરતનું જન્મેલું બાળકજ છે."

જેને મૃત્યુના ખોળામાં સુવાડી દીધો એવી ખાતરીથી રાજા શાંત થયો હતો; તેને ચૌદ વર્ષના રૂષ્ટપુષ્ટ છોકરા તરીકે જોઇને તેને ઘણો ખેદ થયો. તેના ચિત્તની શાંતિનો કિલ્લો તુટી પડયો! પેલા વૃદ્ધની ભવિષ્યવાણી રખેને ખરી પડે એવી ચિંતા ફરી તેને થવા માંડી. પરંતુ પોતાના મનની વાત તેણે એવી છુપાવી રાખી કે તેના ચહેરાપર ચિંતાનાં કશાં પણ ચિહ્ન જણાયાં નહિ.

ખેડુતનો તેની પરોણાચાકરી માટે ઉપકાર માની તેને કેટલુંક દ્રવ્ય આપી રાજા ત્યાંથી નીકળ્યો. તેના સરદાર હતા ત્યાં ગયો અને તેમની સાથે શહેર ભણીની દિશા લીધી. સૌએ જોયું કે રાજાજીના મુખપર કાંઇક ચિંતાનાં દર્શન છે. પરંતુ કોની હિમ્મત કે કાંઈ પ્રશ્ન કરે!

રાજમંદિરમાં પહોંચતાં પોતાના શયનખંડમાં જઇને પલંગ પર પડયો અને એક બાળકની માફક ખૂબ રડયો! કારણ કે

પેલા વૃદ્ધની ભવિષ્યવાણી ખોટી પાડવાની મૂર્ખ ઇચ્છાને લીધે તેનો સ્વભાવ એક બાળકના જેવોજ થઇ ગયો હતો! એક ગરીબ કઠીઆરાનો પગ તેની ગાદીને લાગતાં તે ગાદી જાણે ભ્રષ્ટ ન થતી હોય એમ તેને લાગતું હતું. એ બીચારાને સમજ નહોતી કે રાજાના પાપી પદ-સ્પર્ષથી ગાદી જેટલી ભ્રષ્ટ થાય છે; તેના કરતાં એક કઠીઆરાના નિર્દોષ છોકરાના પગના પવિત્ર સ્પર્ષથી વધારે પવિત્ર બને છે.



# પ્રકરણ ૫ મું.

## ફરી એકવાર.

બીજે દિવસે સવારે જ્યારે રાજા ઉઠયો ત્યારે તેને પ્રથમ પેલા ખેડુતના છોકરાનાજ વિચારો આવ્યા. રાત્રે તેનાં સ્વપ્નો પણ આવ્યાં નહિ હોય તો એનું સદ્‌ભાગ્ય! પોતાના વિશ્વાસુ અને વૃદ્ધ-વયોવૃદ્ધ અને પાપવૃદ્ધ-સરદાર ગુમાનસિંહને તેણે બોલાવી મંગાવ્યો.

રાજાએ તેની સાથે એકાંતમાં કાંઇક વાત કરી. શું કહ્યું તે આપણને ખબર નથી; પણ કાંઇક કહ્યું ખરૂં! જ્યારે ગુમાનસિંહ બહાર આવ્યો ત્યારે તે ગણગણ્યો કે "દેવી કાળકા પ્રસન્ન હો! ને મારૂં કામ પાર પડો! પણ ખરેખર જેઓ રાજાની નોકરી કરતા નથી તેઓ ભાગ્યશાળી તો ખરા! જેને નદીનાં ઉંડા પાણી કશી હાનિ કરી શક્યાં નહિ તે શું આજ બચશે નહિ?"

એટલું ગણગણી તે તબેલા તરફ ગયો. રાજાના અનેક ઘોડાઓમાંથી એક સૌથી સારો ઘોડો લીધો અને પેલા ખેડુતના ખેતર ભણી ઝડપથી દોડાવતો દોડાવતો ચાલ્યો.

થોડીવારમાં તે ખેતરે આવી પહોંચ્યો. ભગવાન પેલી ઘાસની ગંજીપર બેઠો હતો. તેના હાથમાં ગોફણ હતી પરંતુ તે પથ્થર ફેંકતો ન હતો; ઉપર ઉડતાં પક્ષીઓ જોતો હતો; અને ધીમેધીમે વાતા પવનથી ખેતરમાં ઉગેલી વનસ્પતિ હાલતી અને તેથી જે અવાજ થતો તે તે સાંભળતો હતો. ખેડુતને અને રાજાને થએલી વાત તેણે સાંભળેલી તેથી તેના જન્મકાળનો ઇતિહાસ તેની સ્મૃતિમાં પાછો તરવરી આવ્યો હતો; પણ તેનો અર્થ તેને કાંઈ સમજાતો ન હતો. કોઈકવાર લાડમાં ખેડુતની સ્ત્રી કહેતી કે બેટા તું અમારે ત્યાં રહેવાને જન્મ્યો હોય એમ લાગતું નથી; તું તો કોઈ રાજ–દરબાર શોભાવવા જન્મ્યો હોય એમ લાગે છે. “ એ શું ખરી વાત હશે ? ખરી હોય તો હું કેવાં પરાક્રમો કરી રાજાને ખુશી કરીશ ? આ કરીશ. તે કરીશ.” એવા એવા વિચારોમાં ભગવાન પડતો હતો.

એવામાં ત્યાં દૂરથી ગઈ કાલની માફક પણ સહજ વહેલો એક ઘોડેસ્વાર આવતો જણાયો. તરતજ ભગવાને જોઇ લીધું કે આવનાર સવાર રાજા નથી; તેમ તેને કાંઇ એવી અગમચેતી પણ થઇ કે આ રાજાનો કોઈ સરદાર મને તેડવા આવ્યો છે.

એને જોઈ ગુમાનસિંહે ઘોડાને લગામ ખેંચી ઉભો રાખ્યો અને કહ્યું, “ભલા છોકરા ! ખેડુત કયાં છે વારુ; મારે એને મળવું છે.”

ભગવાન, ગુમાનસિંહને ખેડુત હતો ત્યાં લઈ ગયો. તેણે સરદારને તરત ઓળખ્યો અને નમન કરી પૂછ્યું "કેમ સરદાર આપનું પધારવું થયું? શું ફરમાન છે?"

ગુમાનસિંહે ગજવામાંથી રાજાએ આપેલો કાગળ કાઢ્યો અને કહ્યું કે, "લે આ વાંચ."

ખેડુતે કહ્યું, "સાહેબ હું ભણેલો નથી. આપજ વાંચી બતાવોને."

ગુમાનસિંહે કહ્યું, "વાંચતાં ન આવડે તો કાંઇ હરકત નથી. જે છોકરો તને ચૌદ વર્ષપર જડેલો તેને લઇ જવાને મને રાજાજીએ મોકલ્યો છે. મને લાગે છે કે આજ તે છોકરો હશે! એ રાજદરબારમાં નોકરી કરશે. એના નસીબમાં હળ ખેડવાનું લખેલું નથી."

કોઇએ એકદમ તીર માર્યું હોય એવું આ શબ્દો સાંભળીને ખેડુતને દુઃખ થયું. પણ આ રાજાના હુકમની સામે કેમ થવાય! એટલે તેણે કહ્યું, "જેવી રાજાજીની મરજી!! મેં તો ધાર્યું હતું કે આ મારૂં ખેતર એને વારસામાં આપી જઇશ, ને એ સુખી થશે. મારી પાસેના ખેતરવાળા મકનજીની છોડી સાથે એને પરણાવવાનો વિચાર અમે બે દહાડાપરજ કરતાં હતાં.

આમ વાત થતી હતી ત્યાં ખેડુતણ આવી પહોંચી. ખેડુતે તેને રાજાની ઇચ્છા સમજાવી તે રડવા જેવી ગળગળી થઇ ગઇ અને ભગવાનને ગળે વળગી પડી.

પરંતુ ગુમાનસિંહે તેને સહજ ઠપકો આપ્યો અને કહ્યું કે, "શું આવા છોકરાને હળ ખેડવાનું હોય?" પછી છોકરાને પૂછ્યું કે "બચા છોકરા તારી શી ઇચ્છા છે?"

ભગવાન કહે, " સાહેબ, આ ખેતરમાં મને ઘણું સુખ છે. અને આ ભલાં લોક મને પોતાના છોકરા જેવોજ ગણે છે. આ ખેતર, પેલી નદી, આ ઝાડો, ઉપરનું આકાશ, આ બધું આહા ! કેવું સુંદર છે ! "

ગુમાનસિંહ ખીજવાયો. "છોકરા તું બડો બેવકુફ જણાય છે. તારો ચહેરો તો અક્કલમંદ જણાય છે, પણ આ લોકની મુર્ખાઇનો પાસ તને પણ લાગ્યો છે. સોબત તેવી અસર !" એમ કહી તે કોઇની રજા લેવા થોભ્યોજ નહિ, પરંતુ ભગવાનનો હાથ પકડી કહ્યું "ચાલ, છોકરા ચાલ; તું હવે દરબારી થવાનો." ખેડુતના તરફ તેણે સોના મહોર ભરેલી એક કોથળી ફેંકી અને કહ્યું, "લે આ, એમાં તને અને તારાં ખેતરને વેચાતાં લેવાય એટલી રકમ છે."

એમ કહી તેણે જવા માંડયું, પણ ભગવાન આગળ ડગલું ભરતો ન હતો. અને જાણે તે ખેડુતની રજા વિના ન જવાય એમ કહેતો ન હોય એમ લાગતું હતું.

ગુમાનસિંહે પગ જમીનપર પછાડયો અને છોકરાનો હાથ ખેંચ્યો. ખેડુતની સ્ત્રી ભગવાનને ભેટી રહી પડી. પણ તેને પણ તેણે વાર થાય છે, બપોર થઇ જશે, અને એના ગયા વગર રાજા અન્ન પણ નહિ ખાય, એવી ધમકી આપી ખસેડી નાખી; અને ત્યાંથી ચાલતો થયો. શરમાતો શરમાતો અને બીતો બીતો ભગવાન પણ તેની પૂંઠે ચાલ્યો.

ખેડુત અને તેની સ્ત્રી બેઉ ઘણાં દીલગીર થઇ ગયાં. આના કરતાં તો પરમેશ્વરે એને આપ્યો ન હત તો સારૂં, એવું વિચારવા

લાગ્યાં. પરંતુ હવે કશો ઇલાજ નથી એમ કરી તેમણે મન વાળ્યું. પણ તે દિવસે તો તેમને કાંઈ કામ કરવું સૂઝે નહિ; વખત જાય નહિ; એક ઘડી એક જુગ જેવી લાગે; ખાવાનું ભાવે નહિ; પાણી પીવાનું પણ ગમે નહિ; અને ભગવાન સંબંધી વિચારો આવ્યાજ કરે.

આ બાજુએ ગુમાનસિંહ અને ભગવાન ઘોડેસ્વાર થઈ ચાલ્યા, અને જે મુખ્ય રસ્તો રાજદરબાર ભણી જતો હતો ત્યાં લગી છેક આવી પહોંચ્યા. પરંતુ ત્યાંથી મુખ્ય રસ્તે રાજદરબાર તરફ ન જતાં ગુમાનસિંહ જંગલને રસ્તે વળ્યો. એટલે ભગવાને પૂછ્યું, "રાજા જંગલમાં છે?" તિરસ્કારભરેલી રીતે ગુમાનસિંહે જવાબ આપ્યો કે મૂર્ખ છોકરા, રાજા મરજીમાં આવે ત્યાં રહી શકે છે. હમણા તે જંગલને પેલેપાર બાવાઓની સાથે રહે છે. પછી એ ન સાંભળે એવી રીતે તેણે રાજા તેમજ ભગવાનને શાપ આપ્યો.

ઘણો વખત તેમણે મુસાફરી કર્યા કરી; પરંતુ ભગવાને ફરી પ્રશ્ન પૂછવાની હિંમત કરી નહિ. જંગલ વધારે ને વધારે ઘાડું આવતું જતું હતું, અને આ ભાગ તરફ ભગવાન કદી આવ્યો ન હતો તેથી તે બ્હીવા લાગ્યો. નાનપણમાં તેણે ડોસીમાઓની વાતોમાં જંગલમાં રહેતાં ભૂત, પિશાચ, રાક્ષસો વગેરેનું સાંભળેલું! તે વાતો એની સ્મૃતિમાં તરવરવા લાગી. અને ભૂતો, પિશાચો, ડાકણો, જાણે આસપાસ વીંટળાઈ વળતાં નહોય એમ પણ લાગવા માંડ્યું. આખરે સાયંકાળ થયો. ભગવાન ગુમાનસિંહ ભણી ફર્યો અને પૂછ્યું, હજુ રાજાજીનું ઘર કેટલે દૂર છે? ફરી ગુમાનસિંહે એને તડકાવ્યો.

ફરી તેઓએ કેટલેક દૂર સુધી મુગી મુસાફરી કરી. આખરે એક કાદવ કીચડવાળી જગોએ આવી પહોંચ્યા. ગુમાનસિંહે લગામ

ખેંચી ઘોડાને થોભાવ્યો અને ભગવાનને કહ્યું, "છોકરા ઉતર, નહિંતર આપણો ઘોડો ખૂંતી જશે."

ભોળો ભગવાન એકદમ નીચે ઉતર્યો. થોડીવાર ચાલ્યા એટલે ગુમાનસિંહે કહ્યું,–"અલ્યા છોકરા, મારા ઘોડાનો તંગ ઢીલો થઇ ગયો છે તે જરા સખત કર." આજ્ઞાંકિત ભગવાને તંગ સખત કરવાનો પ્રયત્ન કરવા માંડયો.

જેવો તે તંગ સખત કરવાને નીચો વળ્યો કે તરત ગુમાનસિંહે કટાર કાઢીને તેની પીઠપર ભોંકી. ભગવાન બેશુદ્ધ થઇને જમીનપર પડયો. ગુમાનસિંહ પોતે કરેલા પાપકર્મથી એટલો તો બીધો હતો કે પછી ત્યાં જરા પણ થોભ્યો નહિ; અને રાજદરબાર તરફ ઘોડો મારી મૂકયો. અધુરામાંપૂરો તેણે ઘંટનો અવાજ સાંભળ્યો એટલે વધારે ગભરાયો કે રખેને પાપ ખૂલ્લું થઈ જાય !

બિચારો ભગવાન જમીનપર પડયો રહ્યો ! એની ત્યાં કોણ સારવાર કરે એમ હતું ! ઘોર જંગલમાં તે ઘવાએલો એકલો નિરાધાર પડયો રહ્યો ! પરંતુ મહાપ્રભુની પણ કેવી દયાભરી રચના છે કે આવે પ્રસંગે ઘાયલનું ભાન જતું રહે છે ! એમ ન થતું હોય તો કેટલું દુઃખ થાય ! ખરેખર હે પ્રભુ ! તું કૃપાનો સાગર નહિ પણ કૃપાનો મહાસાગર છે !!

જે છોકરો પોતાની ગાદીપર ભવિષ્યમાં બેસશે એવી તેને બીક હતી; તેનો પ્રાણ લેવાને રાજાએ આ પ્રમાણે બીજીવાર યત્ન કર્યો.

ગુમાનસિંહે આજ ઘોડાને એટલો તો ચલાવ્યો હતો કે નદીએ પહોંચતાં તો તે પડયો અને મૃત્યુ પામ્યો. તેથી એને

આખી રાત્રી પગે ચાલવું પડયું; અને ઠેઠ સવારે રાજદરબારમાં પહોંચ્યો. પણ તેને મરણતોલ થાક લાગ્યો હતો.

દરવાને દરવાજો ખોલ્યો અને એકદમ તે રાજાની આગળ ગયો. તે દિવસનો ઇતિહાસ તેને કહ્યો અને તેના ખુનની સવિસ્તર હકીકત કહી. રાજાને સંશય પડતાં તેણે ખાત્રી આપી કે મને જેથી ભય લાગ્યો તે આપને નક્કી ખુશી કરશે. કારણ કે હું ખાત્રીથી કહું છું કે છોકરો મૃત્યુ પામ્યો છે. જે ઘંટનાદ મેં સાંભળ્યો તે દેવદૂતો એને સ્વર્ગમાં લઇ જવા આવ્યા હશે તેનોજ હોવો જોઇએ. પહેલાં તો રાજાનું મન માન્યું નહિ અને એને એમ થયું કે ફરી પણ હું નિષ્ફળ નીવડયો. પરંતુ શાંતિમાં એકાંતમાં વિચાર કરી જોયા પછી તેનો સંશય નાશ પામ્યો, અને સરદાર ગુમાનસિંહને તેણે કીમતી ભેટ આપી.



# પ્રકરણ ૬ ઠું.

## અવધૂતની મુલાકાત.

હવે રાજાના ચિત્તને શાંતિ વળી. કારણ કે હવે તો ગાદીભ્રષ્ટ કરવા અવતરેલા છોકરાને તેણે નક્કી મારી નંખાવ્યો હતો, એવું તે ખાત્રીપૂર્વક માનતો હતો. કામકાજમાં અને આનંદ ઉપભોગમાં ફરી તેનો વખત કયાં જાય છે તે જણાતું નહિ.

આ કમનસીબ છોકરો જન્મ્યો તે દિવસેજ જે બાળા સર્ણીને પેટે અવતરેલી તે સિવાય રાજાને બીજું સંતાન હતું નહિ. હવે

તો તે સોળ વર્ષની સુંદર યુવતી થઇ હતી, છતાં તેનાં હજુ લગ્ન થયાં ન હતાં. તેનું સૌંદર્ય અનુપમ હતું અને રાજા તેના લાયક શુરવીર અને સુંદર રાજકુમારની શોધમાં હતો.

પરંતુ તે દરમિઆનમાં રાણી મૃત્યુ પામી હતી! રાજાને જેથી બહુ ખેદ થયો હોય એમ લાગતું ન હતું. કારણ કે થોડાજ દિવસો બાદ તે એક રાજકુમારીને પરણ્યો હતો. આથી રાજમંદિરમાં કાંઇક કડવાસ ઉભી થવા પામી હતી. નવી રાણી સાવકી પુત્રીને કનડતી. તેને અને રાજપુત્રીને બનતું નહિ.

આખરે વાત એટલે સુધી પહોંચી કે રાજકન્યા ઘણી ગુસ્સે થઇ અને તેણે બીજે સ્થળે રહેવા જવાનો નિશ્ચય કર્યો. શહેરથી કેટલાક ગાઉ દૂર એક જુનો રાજમહેલ હતો, ત્યાં જઈ રહેવાનો તેણે નિશ્ચય કર્યો; અને તે અમલમાં પણ મૂક્યો. રાજાએ ઘણું સમજાવી; પણ તે એકની બે થઈ નહિ; અને જુના રાજમહેલમાં રહેવાને વિદાય થઈ.

આ રાજમહેલ શહેરથી કેટલાક ગાઉ દૂર એક સુંદર બગીચામાં બાંધેલો હતો. તેના ઉપર બૂરજો ચળકતા હતા. આપણા રાજાજીના પિતા ત્યાં રહેતા હતા, અને એની પાપી જીંદગીનો ઘણો ભાગ એણે ત્યાંજ ગાળ્યો હતો. એ પોતે તો મૃત્યુ પામ્યો હતો પણ એના પાપકર્મોનો મૂગો સાક્ષી આ રાજમહેલ હજુ જેવો ને તેવોજ ત્યાં ઉભો હતો. આ રાજા ત્યાં જવલ્લેજ જતો, પરંતુ એ મહેલનો એક રક્ષક ત્યાં રહેતો અને તે એને સારી હાલતમાં રાખતો હતો.

રાજકુમારી પદ્માવતી ત્યાં રહેવા ગઈ ત્યારે પોતાની સાથે તે એક વિશ્વાસુ દાસીને લઈ ગઇ હતી. તેની સાથે ત્યાં એ પોતાના

દિવસો આનંદમાં ગાળતી હતી. તે જવા નીકળી ત્યારે રાજાએ કહ્યું હતું કે મેં તારે માટે તારા લાયક વર શોધી કહાડયો છે અને આવતે વર્ષે તેની સાથે તારાં લગ્ન કરીશું. હું એને થોડા માસમાં એકાદવાર એ બાજુએ મોકલીશ.

પદ્માવતીના ગયાને થોડો સમય વીત્યાબાદ રાજ દરબારમાં ખબર આવી કે અવધૂતોનો વડો રામદાસ બાવો રાજાજીને મળવા આવનાર છે. બાવાઓ ઘણા પવિત્ર અને માનનીય સજ્જનો ગણાતા હતા અને તેથી રાજાએ તેનો સત્કાર કરવાને તૈયારીઓ કરવા માંડી. અવધૂત રામદાસનો રાજા પ્રતિ ઘણો ભાવ હતો અને રાજાનો તેના પર પણ સારો ભાવ હતો.

રામદાસ અવધૂત દરબારમાં આવ્યા ત્યારે રાજાએ તેમને સારો આવકાર આપ્યો અને ઉચ્ચાસને બેસાડયા. અને કહ્યું "મહારાજ! આપની શી ઇચ્છા છે; શા કારણથી અત્રે પધારવું થયું તે કહો!"

અવધૂત સાથે બીજા બે ત્રણ બાવાઓ હતા. તેમાં વૃદ્ધ શાંતિદાસ અને ગોપીચંદ પણ હતા, તેમજ બીજા કદાવર અને જોરાવર દશેક શિષ્યો પણ હતા.

રામદાસ અવધૂતે રાજા ને જે કાંઇ કહેવાનું હતું તે કહ્યું અને જે માગણીઓ કરવાની હતી તે કરી. રાજાએ તેમની સર્વે વિનંતીઓનો સ્વીકાર કર્યો અને અવધૂતને સંતોષ્યા. એમને સાધુઓને ભોજન કરાવવું હતું તેનો તમામ ખર્ચ આપવાનો રાજાએ હુકમ કર્યો.

અવધૂતના દસ શિષ્યોમાંથી એક તરુણ શિષ્યના ઉપર રાજાની આંખ ઠરી. એનો ચહેરો એને કંઇક પરિચિત લાગતો હતો.

તેથી રાજાએ કહ્યું, "મહાત્મા! આ બધા શિષ્યો વનવાસીઓ છે શું! શું આવા કદાવર શુરા લોકો વનમાં રહે છે? મારા લશ્કરમાં મને આવા શુરવીરોની ઘણી જરૂર છે. એવા યોદ્ધાઓને મારી નોકરીમાં રાખવા હું ઘણો રાજી છું."

રામદાસે ઉત્તર આપ્યો; પરંતુ તે સાંભળવાને રાજાના કાન બહેરા થયા હતા. કારણ કે તેનું ચિત્ત એક શિષ્ય ઉપર ચોંટયું હતું. એની આકૃતિ ઘણી સુંદર અને બાંધો મજબુત હતો. તેનાં અંગોમાં વનવાસીઓની કઠિનતા નહોતી, પરંતુ શહેરીઓની કોમળતાની રેષાઓ હતી!

એણે રામદાસજીનો ઉત્તર સાંભળ્યો હોય એવો ઢોંગ કર્યો, અને વાતમાં ગુંથાવાનો પણ પ્રયત્ન કર્યો; પરંતુ તેની આંખ કેમે કરી પેલા શિષ્ય ઉપરથી ખસતી નહતી.

આખરે તેણે તેને કહ્યું, "ભલા તરૂણ! તારો ફેંટો ઉતાર જોઈએ! તારૂં કપાળ કેવું છે? તારો દેખાવ યોદ્ધા જેવો છે કે નહિ?"

તરૂણે રાજાની આજ્ઞા પ્રમાણે કર્યું. તેના કપાળ ઉપર રાજાએ અમુક ચિહ્ન જોયું! તે જોતાંવારનેજ તેના હોસકોસ ઉડી ગયા! તેનાથી પુછી દેવાયું કે તું કયાંથી આવ્યો છે?

તરૂણે તેના જન્મથી માંડીને તે એક ક્રૂર સરદારને હાથે ઘાયલ થઈને જંગલમાં પડ્યો ત્યાં સુધીનો પોતાનો ઇતિહાસ કહી સંભળાવ્યો.

આ ઇતિહાસ તે પ્રથમથીજ જાણતો નહોય એવો તેણે ઢોંગ કર્યો અને એ સાંભળવામાં જાણે બહુ રસ પડતો હોય એવું ડોળ

ધાલ્યું ! તરૂણે પોતાનો ઇતિહાસ પૂર્ણ કર્યો એટલે રાજાએ ત્યાર-પછીનું પ્રકરણ કહી સંભળાવવાની **શાંતિદાસને** આજ્ઞા કરી.

**શાંતિદાસ કહે,** "મહારાજાધિરાજ ! એક દિવસ એક કઠી-આરાનો છોકરો ગભરાતો ગભરાતો મારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે મારા બાપા બહુ માંદા થઈ ગયા છે, માટે મહેરબાની કરીને તમો ત્યાં આવો અને દવા આપો; નહિતર તે મરી જશે. આથી હું સત્વર તે કઠીઆરાને ત્યાં જવા નીકળ્યો; અને હાથમાં ઘંટ લઈને વગાડતો વગાડતો ચાલ્યો. સાથે ઘંટ લેવાનું કારણ એજ હતું કે જંગલી જનાવરો ઘંટનો અવાજ સાંભળીને નાસી જાય, અને આપણને રસ્તે જતાં હરકત કરે નહિ. બાવળની ઝાડીઓ પસાર કરીને અમે જતા હતા, તેવામાં અમારા કાનપર કરુણસ્વર પડ્યો. કોઇ મહા પીડામાં આવી પડેલા માણસનો તે કરૂણસ્વર હોય એમ લાગ્યું તેથી તે કઠીઆરાને ત્યાં જવાની ઘણી ઉતાવળ હતાં છતાં હું સહજ થોભ્યો; અને કયાંથી અવાજ આવે છે તે નક્કી કર્યું. અને જ્યાંથી તે અવાજ આવતો હતો ત્યાં જઇને જોયું તો આ અમારો શિષ્ય ત્યાં નિરાધાર સ્થિતિમાં પડ્યો હતો ! કોઈ નીચ અને પાપી માણસ એને ઘા કરીને નાસી ગયો હતો. એના ઘા માંથી લોહી વહેતું હતું અને એ દુઃખને લઇને બૂમ પાડતો હતો. તે મરણની અણી પર હોય એમ લાગ્યું. અમે બેએ મળી એને ઉંચકી લીધો અને અમારા ઘોડાપર બેસાડી અમે કઠીઆરાના ઘર તરફ ચાલ્યા.

આ ગરીબ માણસ તાડછાના બનાવેલા ઝુંપડામાં રહેતો હતો, અને તેની પાસે થોડેક દૂર ગધેડાંઓનો તબેલો હતો. મહારાજ

કદાચ એ જગ્યા આપને પરિચિત હશે, કારણ કે હરણો એ દિશામાં બહુ ભટકે છે. આપ તે તરફ શિકારે ઘણીવાર જતા હશો.

કઠીઆરો ઘણી ખરાબ હાલતમાં હતો. પરંતુ ઇશ્વરની કૃપાએ જડીબુટ્ટીઓ આપવાથી તે બેઠો થયો અને પછી ઘણા માસ સુધી જીવ્યો. આ તરૂણને ત્યાં મૂકી હું અમારા મઠે પાછો આવ્યો અને એક વૈદક જાણનાર સાધુને એની સારવાર કરવાને મોકલ્યો. થોડા દીવસમાં તે પણ હરતો ફરતો થયો એટલે તેને અમારા મઠમાં લઇ આવ્યા. અમારે ત્યાં આવ્યા પછી અમે એને વાંચતાં શીખવ્યું છે. અને અમારા અવધૂત કહે છે કે આ શિષ્ય ઘણો ભાગ્યશાળી છે.

જેમ જેમ શાંતિદાસનો વૃત્તાંત આગળ ચાલતો ગયો તેમ તેમ રાજાનો ચહેરો ફીકો પડતો ગયો. વૃત્તાંત પુર્ણ થતાં તેણે કહ્યું, 'મહારાજ, આ તમારો શિષ્ય ભજનો ગાવાને અને રાખ ચોળીને અલેક જગાવવાને લાયક નથી. એને મને સોંપો તો મારા દરબારમાં એ વધારે સારી સેવા બજાવી શકશે.

અવધૂત રામદાસ કહે, જેવી રાજાજીની ઇચ્છા ! બચ્ચા ! ભગવાનદાસ ! તું રાજાજીના દરબારમાં રહે ! શ્રી રામની ઇચ્છા છે કે, તારે એ રીતે શ્રી રામની સેવા કરવી.

તરૂણે શિશ નમાવ્યું અને કહ્યું, "જેવી ગુરૂની ઇચ્છા."



# પ્રકરણ ૭ મું.

## સંદેશો લઇને !

"ફરી એકવાર દુશ્મન હાથમાં આવ્યો છે. હવે ક્યાં જશે?" એવા ગુમાની વિચારથી રાજા આનંદમાં આવી ગયો ! બેવાર અનુભવ થયો છતાં ઇશ્વિરેચ્છાને માન આપતાં શીખવાને બદલે એતો પ્રમાદીજ રહ્યો !

રાજકુમારી પદ્માવતી ચંપા બાગમાં પોતાની દાસી સાથે ખુશી આનંદમાં રહેતી હતી. બાગમાં એક હરિણીની માફક આમ તેમ ભમે અને ગતકાળની તેમજ ભવિષ્યની વાતો દાસી સાથે કરે ! દાસી એને એના લગ્નની વાતો કરી ખીજવે, અને કુમારી દેખીતી ખીજવાય પરંતુ મનમાં ખુશી થાય. પિતા જે વરને યોગ્ય ગણશે તે યોગ્યજ હશે એવી તેને શ્રદ્ધા હતી.

ભગવાન પણ સુખી જીંદગી ગુજારતો હતો. તે દરરોજ દરબારમાં જતો. રાજાને પ્રસન્ન કરવામાં તેને વાર લાગી નહિ. પરંતુ એ રાજાની પ્રસન્નતા માત્ર ઉપર ઉપરનીજ હતી ! કારણ કે તેના મનમાં તો કાંઈનું કાંઇ થઇ જતું હતું કે આને ક્યારે દૂર કરવાનો લાગ આવે !

રાજકુમારીના લગ્નનો દિવસ પાસે આવતો હતો. લગ્નની તૈયારીઓ ધીમે ધીમે થવા માંડી હતી.

એક દીવસ રાજાએ કહ્યું, "તરૂણ સરદાર ! આ કાગળ ચંપા બાગના રક્ષક અને મારા વિશ્વાસુ સરદાર કિસનસિંહને ચંપા બાગમાં પહોંચાડી આવશો ? કાગળ ઘણો અગત્યનો છે, અને એમાં લખેલી વિગત તે રક્ષકવિના બીજા કોઇના વાંચવામાં આવે નહિ એમ કરવાનું છે. તમારા ઉપર મારો સંપૂર્ણ ભરોસો છે, માટેજ તમને આ કામ સોંપું છું.

"મહારાજ આપને આમ પ્રશ્ન પૂછવો ઘટે નહિ, આપને તો આજ્ઞા કરવીજ ઘટે. આપનો સેવક તૈયાર છે." ભગવાને ઉત્તર આપ્યો.

રાજાએ સીલ સીક્કો મારીને તૈયાર કરેલો પત્ર તરૂણ સરદારને આપ્યો અને અશ્વપાલને આજ્ઞા કરી કે આ સરદારને આપણી ઉત્તમ કાઠીઆવાડી ઘોડી 'વિજળી' આપો. એને ખાસ કામસર ત્વરાથી ચંપાબાગ પહોંચી જવાનું છે.

તરૂણ, ઘોડેસ્વાર થઇ ચાલ્યો. તેને રસ્તો બતાવવા સારૂ એક બીજો સરદાર થોડે દૂર સુધી તેની સાથે ગયો, અને બરાબર રસ્તો બતાવી પાછો ફર્યો. જતાં જતાં તે કહેતો ગયો, 'જુવાન સરદાર આ કામ બરાબર પાર પાડીને પાછો ફરશે તો તું પહેલા વર્ગનો સરદાર થશે, અને રાજાજી તને એક ગામ ભેટ આપશે.'

પરંતુ ભગવાને તેના આ મશ્કરીના શબ્દોની દરકાર કરી નહિ, કે તે સાંભળ્યાજ નહિ.

તે ઘોડી દોડાવતો દોડાવતો રસ્તો કાપવા લાગ્યો. રસ્તે જતાં ઘણું સુંદર વન આવ્યું અને તેમાંથી પસાર થતાં એક ટેકરી આવી. તે પર ચઢી હેઠે ઉતર્યો એટલે એક નાનકડું ગામડું આવ્યું. સાયં-

કાળનો વખત થયો હતો; ગામડીઅણોએ રસોઈ કરવાને ચૂલા સળગાવ્યા હતા; પક્ષીઓ માળાઓ તરફ ઉડતાં હતં; અને ગામવાસીઓ ખેતરેથી ઘેર આવતા હતા. ધર્મશાળા જેવું હતું ત્યાં તેણે મુકામ કર્યો. પહેરવેશ પરથી તે દરબારી છે એમ સ્પષ્ટ જણાઈ આવતું હતું. ગામનો પટેલ, ખબર પડતાં તરૂણ સરદારને પોતાને ત્યાં લઈ ગયો; અને તેની ખૂબ પરોણા ચાકરી કરી. બાજરીનો રોટલો, તરતનું દોહેલું ચોખ્ખું દૂધ, કાંદો, મરચું, ચીભડાં, વગેરે ખાવાનું આપ્યું; અને તે થાકેલા મુસાફરે પેટ ભરીને ખાધું. ગામનાં લોકો રાજના નવા સરદારનાં દર્શન કરવા આવ્યાં

આવી પરોણાચાકરીથી તરૂણ સહજ શરમાયો; પરંતુ તેણે પાછળથી શરમ મૂકી દીધી. તેનો ઇતિહાસ સાંભળીને પટેલના ઘરનાં બૈરાંઓની આંખમાં આંસુઓ આવી ગયાં. મરદોએ કહ્યું કે ખરેખર એ રાજા અને એ તેનો સરદાર પહાડી હૃદયના માનવીઓ હોવા જોઇએ. માનવી નહિ પરંતુ પશુ હોવા જોઇએ. આવા સુંદર ચહેરાપર ઘા કરતાં કેમ હાથ ઉપડયો હશે !

રાત્રે નિરાંતે ઉંઘ આવી અને સવારનું પહોર થતાં તો તેણે જવાની તૈયારી કરી. નાસ્તો કરી લેવાનો પટેલે બહુ આગ્રહ કર્યો, પરંતુ તેણે કહ્યું કે મારે હજુ બહુ રસ્તો કાપવાનો છે માટે હું જઇશ.

તે આગળ જવા નીકળ્યો તે વખતે પાણી ભરીને પાછી ઘેર જતી સ્ત્રીઓ સામે મળી. આમ અચાનક સારા શકુન થવાથી સર્વને આનંદ થયો.

ફરી એક રાત્રિ એક ગામમાં ગાળવી પડી ને ત્રીજે દિવસે સવારે બે પહોર દિવસ ચઢ્યા બાદ તે ચંપાબાગ આગળ આવી પહોંચ્યો.

વિશાળ બાગ; વચમાં ઉંચો મિનારાવાળો ધોળો મહેલ; ઉપર સ્વચ્છ ભૂરૂં આકાશ; અને પૂર્વમાં બાલ સુર્ય એ બધો દેખાવ ઘણો રમણીય લાગતો હતો.

દરવાજા આગળ એક સિપાઇ ડગલો જમીન પર નાખી તે પર પડયો હતો. આખી રાત ચોકી કરી મળસકુ થતાં તે સુઇ ગયો હતો. પણ તે અડધો ઉંઘતો ને અડધો જાગતો હતો.

દૂરથી ઘોડાની ખરીનો અવાજ સાંભળીને અડધાં બેઠાં થઇ તેણે આંખ આડો હાથ ધરીને જોયું. પાસે આવતાં તેણે ઘોડેસ્વારના ડગલાપર રાજાના લશ્કરીનું ચિહ્ન જોયું, તેથી એકદમ તે ઉભો થયો અને હસીને સલામ કરી.

“ ભલા સવાર આ બાગમાં શા માટે આવો છો ? ” સિપાઇએ પૂછ્યું.

હું તમારા રાજાનો લશ્કરી છું અને ચંપાબાગના રક્ષકને આ કાગળ પહોંચાડવા આવ્યો છું.

આપને જરા થોભી જવું પડશે. કારણ કે રક્ષક સાહેબ કામમાં છે, તેમાંથી નવરા થયા વિના કોઇને મળશે નહિ. આપ જરા વિસામો લ્યો.

પણ મારૂં કામ ઘણું જરૂરનું છે મને રસ્તો બતાવો. સિપાઇએ રસ્તો બતાવ્યો. ' પણે પેલો દરવાજો છે તે ઓળંગી જશો એટલે એક ગુલાબની વાડી આવશે, ત્યાં ફુવારો છે. તેની પેલી મેર મહેલ છે: અને મહેલમાં જવાનો દરવાજો ત્યાંથી પેલી મેર છે. પેલા ફુવારા આગળ આપ જરા વિસામો લ્યો. રક્ષક સાહેબ પરવારશે એટલે હું આપને તેડવા આવીશ. "

ઠીક, કહી તરૂણ સરદાર આગળ ચાલ્યો. ફુવારા આગળ એક ઝાડ સાથે ઘોડી બાંધી તેને થોડું ઘાસ ખાવા નાખ્યું અને ફેંટો ઉતારી તેનું ઓસિકું કરી જરા પડું એમ કરી સુતો. ઉંઘવાનો તેનો વિચાર નહોતો, ન ઉંઘવું એવો તેણે નિશ્ચય કર્યો હતો છતાં સુતો તેવોજ થોડીવારમાં તે નિદ્રાવશ થઇ ગયો; અને કયારે નિદ્રામાં પડયો તે તેણે જાણ્યું પણ નહિ !

પ્રમાદી માનવી તારી કેટલી નિર્બળતા ! નિદ્રાને હાથે તું આમ છેતરાય!



# પ્રકરણ ૮ મું.

## આખરે મ્હાત !

તેને સુતાને થોડીવાર થઇ એટલામાં રાજકુમારી દાસીને લઇ બાગમાં ફરવાને નીકળી. હસતી રમતી અને કૂદતી કહીએ તોપણ ચાલે. બેઉ યુવતીઓ ફુવારા આગળ આવી પહોંચી. રાજકુંવરીના

પગનાં ઝાંઝરનો ઝણકારો થતો હતો. અને તેણે પહેરેલાં રેશમનાં કપડાં સૂર્યના પ્રકાશમાં ચળકતાં હતાં.

દાસીએ પ્રથમ પેલા તરૂણને જોયો. તેથી તેણે સાન કરી રાજ-કુંવરીને ધીમેથી ચાલવાનું કહ્યું; અને પેલો અજાણ્યો તરૂણ મુસાફર સુતો હતો તે તેને બતાવ્યો. બેઉ વિસ્મય પામ્યાં. દાસી કુંવરીને કુવારાની એક બાજુએ ઉભા રહેવાનું કહી તરૂણ પાસે ધીમે ધીમે પગલે ગઇ.

તેનું સૌંદર્ય જોઇ તે ચકિત થઇ! અને રાજકુંવરી પાસે જઇને કહે કે નક્કી આને તને પરણવાને માટેજ રાજાજીએ મોકલ્યો હશે. આવો જુઓ તો ખરાં! પરંતુ પદ્માવતીએ એનો હાથ તરછોડ્યો અને કહ્યું કે પારકા પુરૂષને જોવાનું મારે શું કામ છે? દાસીએ ખુબ આગ્રહ કર્યો એટલે આખરે તે જોવા ગઇ. નિદ્રામાં પડેલા તરૂણને જોતાં વારજ તેના હૃદયમાં એના ઉપર હેત ઉભરાવા લાગ્યું. પણ તેણે તે છુપાવવાનો યત્ન કર્યો. દાસી તરત સમજી ગઇ અને કુંવરીને ખીજવવા લાગી.

એટલામાં દાસીની દૃષ્ટિ તરૂણના પટામાં કાગળ હતો તેનાપર પડી. દાસી સહજ અટકચાળા સ્વભાવની હતી. તેમાં વળી જુવાનીના દિવસો હતા એટલે પૂછવુંજ શું! જરા તોફાન કરવાની તેની વૃત્તિ થઇ. જરૂર આ રાજાજીનો કાગળ હશે અને એ લાવનાર રાજાનો જમાઇજ હશે, એમ કુંવરીને કહી તેણે કાગળ લેવાનો વિચાર કર્યો. કુંવરીએ પહેલાં તો ના કહી પણ પળે પળે

તેનો હેતભાવ વધતો જતો હતો. તરૂણ તેનો સ્વામિ થઈ ચૂક્યો ન હોય એવું હેત તેનાપર એને આવવા માંડયું હતું. છતાં રખેને તરૂણ જાગી ઉઠતાં તેની દૃષ્ટિ પોતાપર પડે એવા વિચારથી તે ફુવારાની પેલી બાજુએ જઇને ઉભી. તેનું શરીર ત્યાં ઉભું, પરંતુ તેનું ચિત્તતો તરૂણ પાસેજ રહ્યું !

દાસીએ ધીમે રહીને કાગળ સેરવી લીધો અને જાણે હવામાં ચાલતી ન હોય એમ અવાજ કર્યા વિના કુંવરી પાસે આવીને ઉભી. એઉએ પત્ર વાંચવા માંડયો, તો એઉનાં ગાત્ર શીથિલ થઈ ગયાં ! એઉના વિસ્મયનો પાર રહ્યો નહિ ! એઉના શોકની સીમા રહી નહિ !

રાજાના પાપી હૃદયે ભાગ્યની સામે થવાને હજુ પણ વધારે આગળ પગલાં ભરવાને પત્રમાં શું લખ્યું હતું તે જોઇએ.

"ચંપાબાગના મારા વિશ્વાસુ રક્ષક સરદાર ઇન્દ્રસેન જોગ– આ કાગળ લાવનાર તરૂણ સરદારને તમારે પોતાને હાથે તમારી તલવારવડે કતલ કરવો એવો મારો હુકમ છે એનો અમલ તુરતાતુરત કરવો અને અમો ત્યાં આવીએ ત્યારે ચંપાબાગે આવવાના રસ્તાપર એ તરૂણનું માથું એક વાંસપર ખોસેલું જોઇએ. એજ."

હેઠે રાજાની સહી હતી એટલુંજ નહિ પરંતુ આખો કાગળ રાજાએ પોતે સ્વહસ્તે લખ્યો હતો.

રાજકુંવરીના સંતાપનો પાર રહ્યો નહિ ! પણ સંતાપ કે શોક કરવાનો સમય ન હતો. તરૂણ ક્યારે ઉઠશે ? ઉઠીને શું કરશે ?

તે કોઈ જાણતું નહતું. એક ક્ષણમાં કુંવરીએ શું કરવું તેનો નિશ્ચય કરી દીધો.

દાસીને ત્યાં ઉભા રહેવા અને સાવચેત રહેવા કહી પોતે એક હરિણીની માફક મહેલ ભણી દોડી, ત્યાં પહોંચી, ઉપર ગઈ, કબાટ ખોલ્યું, એક મોટો ચોપડો કહાડ્યો, ખોલ્યો, તેમાંથી રાજાની સહી સિક્કા સાથનો એક કોરો કાગળ હતો તે કાઢ્યો, અને ખડીઓ કલમ લઇને તેમાં નીચે જણાવ્યા પ્રમાણે લખ્યું અને રેતી નાંખી પત્ર તૈયાર કરી દીધો.

"ચંપા બાગના મારા વિશ્વાસુ રક્ષક સરદાર ઈન્દ્રસેન જોગ, આ કાગળ લાવનાર તરૂણ સરદારને સહજ પણ વિલંબ કર્યા વિના મારી પુત્રી સાથે પરણાવી દેવો એમ મારી ઇચ્છા છે. એ હુકમ તમારે સત્વર પાળવો અને કાંઇ પણ શંકા થાય તો તેનો ખુલાસો મેળવવાને થોભવું નહિ. અમો થોડા દિવસોમાં ચંપાબાગ તરફ આવીશું ત્યારે બધો ખુલાસો થશે. એજ—"

જેવી ત્વરિત ગતિએ તે મહેલમાં આવી હતી, તેવીજ ગતિએ હરિણીની માફક તે દોડતી દોડતી ફુવારા પાસે જઈ પહોંચી. તરૂણ હજુ પણ ઉંઘતો હતો. દાસીએ કાગળ લીધો, વાંચ્યો, પાછો વાળી દીધો અને તરૂણ પાસે જઈ તેના કમરપટામાં ખોસી દીધો.

દાસી પાછી ફરતી હતી એટલે તરૂણે પાસું ફેરવ્યું. બેઉને ભય લાગ્યો કે આપણી ચોરી પકડાઇ જશે. પણ તરૂણ એવો તો

ભરનિદ્રામાં હતો કે કદી એના કાનમાં શંખ ફુંકયો હોત તોપણ તે જાગત કે નહિ એ કહેવાય નહિ!

હવે તરૂણ નિર્ભય છે અને આપણે પણ નિર્ભય છીએ એવો વિચાર કરતી બેઉ જણીઓ મહેલમાં ગઈ. ત્યાં પહોંચતાં સુધી તો કુંવરીએ હીંમત પકડી, પરંતુ ત્યાં જતાં ગાદીપર પડી અને ખુબ રડી. દાસીએ તેને આમ કરવું એ કેટલું બધું ભયભરેલું છે એ વાત સમજાવી અને શાંત પાડી. પછી તેને થોડોક મેવો ખવરાવ્યો.

એટલામાં ભગવાનને, સિપાઈ રક્ષક પાસે તેડી ગયો. રક્ષકે તેનું આવવાનું કારણ પૂછ્યું એટલે ભગવાને પેલો કાગળ કમરપટા-માંથી કાઢીને આપ્યો. તેને ખબર ન હતી કે આ કાગળ રાજાએ આપેલો તે નથી.

ઇન્દ્રસેને પત્ર લીધો, ખોલ્યો, અને વાંચ્યો. વિસ્મય પામ્યો. રાજાની સહી અને સીલ બરાબર તપાસી જોયાં. તેની ખાત્રી થઇ કે કાગળ રાજાનોજ મોકલેલો છે. તેણે તુરત કાગળ લાવનાર તરૂણનો રાજાના જમાઇ તરીકે સત્કાર કર્યો. તેને આવી ગુણીઅલ અને સ્વરૂપવાન કન્યા મળવા બદલ મુબારકબાદી આપી.અને તુરતા તુરત લગ્ન કરવાની તૈયારીઓ કરવા હુકમ આપ્યો.

રાજકુંવરીને બોલાવી તેણે રાજાનો પત્ર વંચાવ્યો, અને તે લાવનાર આ તરૂણ છે એમ કહ્યું. રાજકુંવરી જાણે આ પત્ર પ્રથમજ વાંચતી હોય તેમ વાંચી ગઇ-શરમાઇ, અને નીચું જોઇ રહી!

બીજે દીવસે સવારે સૂર્યોદય થતાં રાજકુંવરીનાં લગ્ન ભગવાન સાથે કર્યાં. હવે રાજાના જમાઇને કાંઇ એકલો ભગવાન કહેવાય ? માટે હવે એને ભગવાનસિંહ કહીશું. પાસે એક નાનકડું એજ રાજાના તાબાનું ગામ હતું ત્યાંનાં લોકોને રાજકુંવરીની ઇચ્છાથી એક મોટી મીજબાની આપવાનું ઠર્યું. બેવાર મૃત્યુના પંજામાંથી બચેલો અને આજે આમ રાજકુંવરીને પરણવાનો પ્રસંગ આવ્યો માટે ભગવાનસિંહે ઇશ્વરનો ઉપકાર માન્યો. પરંતુ હજુ પોતાની વાત બહાર પાડવાની તેની હિંમત ચાલી નહિ. તેમજ રાજકુંવરી પણ પોતે રચેલા કાવતરા બાબત ચૂપકીદી પકડીનેજ બેઠી.

એવામાં એવું બન્યું કે રાજાની કચેરીમાં જે રાજકુંવર સાથે પદ્માવતીનાં લગ્ન નક્કી કર્યાં હતાં તે મૃત્યુ પામ્યાના સમાચાર આવ્યા, તેથી ધાર્યા કરતાં રાજા ચાર દહાડા વ્હેલો, પુત્રીને આ સમાચાર કહેવાના અને તેના શોકને શાંત પાડવાના ઇરાદાથી ચંપાબાગ તરફ જવા નીકળ્યો. પણ ચંપાબાગમાં જે ઇતિહાસ રચાયો હતો તેની તેને કલ્પના સરખી પણ હતી નહિ !

ચંપાબાગ આગળ આવતાં તેણે આમ તેમ દૃષ્ટિ નાખવા માંડી કે પોતાના દુશ્મનનું માથું ક્યાં મૂકેલું છે ! પરંતુ તેનું કાંઇ નિશાન સરખું પણ જણાયું નહિ; તેથી તેના મનમાં ચિંતા થવા લાગી. તેણે ઉતાવળે જવા માંડયું. બાગના દરવાજા આગળ આવતાં બાગમાં તો મોટો આનંદ ઉત્સવ થતો જોયો.

એક ઉચ્ચ આસન ઉપર તેની પુત્રી ભગવાનસિંહ સાથે બેઠી હતી અને લોકો મીજબાની ઉડાવતા હતા.

રાજા વિસ્મય પામ્યો અને તેનું મો ઉતરી ગયું ! પણ હવે કાંઇ ઉતાવળું પગલું ભરવામાં માલ નથી એવું તે સમજી ગયો. અને જાણે કાંઇ નવીન ન લાગતું હોય તેમ આગળ વધ્યો. રાજાજીની સ્વારી આવતી જોઇ સો તેમને નમન કરવા સામાં ગયાં. ઇન્દ્રસેન પહેલાં પહોંચ્યો અને તેની પૂઠે ભગવાનસિંહ તથા પદ્માવતી ગયાં. ઇન્દ્રસેનને આધે બોલાવી રાજાએ સમાચાર પૂછ્યા. તેનું કહ્યું સાંભળીને રાજા વિસ્મય પામ્યો. પણ હવે તેનો પરાજય થયો હતો એવી તેની ખાત્રી થઈ ભાવી સાથેના યુદ્ધમાં આખરે પોતે હાર્યો એમ કબુલ કરવું પડયું. પોતાનો કાગળ તેણે જોવા માગ્યો અને વાંચી જોતાં ખાત્રી થઇ કે આ તરૂણના રક્ષણમાં દૈવી હાથ હોવો જોઇએ. અને દૈવે-ચ્છાની સામા થવું એ મુર્ખાઇનું કામ છે.

પછી તેણે લોકોને કહ્યું કે આ લગ્નથી મને ઘણો આનંદ થયો છે. લોકોએ હર્ષના પોકાર કર્યા અને માર્ગમાં ફુલોનો વરસાદ વરસી રહ્યો. રાજાએ કહ્યું, "આ મારા જમાઈ સુંદર કપડાં પહેરીને કે અલંકાર ઘાલીને આવ્યા નથી માટે તમારે ખેદ પામવાનું કારણ નથી. બહારથી ગરીબ દેખાતા આ મારા જમાઇનું હૃદય ઘણું સુંદર છે. અને તે ઘણા ઉત્તમ કૂળના છે. એમના પૂર્વજો શ્રીરામની સેવામાં હતા, અને રાવણને હરાવવામાં તેમણે ઘણી મહેનત કરી હતી. આજથી અમે બે એકજ ગાદીપર બેસીશું અને એની સલાહ વિના હું એકપણ ડગલું આગળ ભરીશ નહિ !

મનમાં તે પછી એણે પશ્ચાતાપ કરવા માંડયો કે પહેલેથીજ જો મેં ભાવી સાથે બાથ ભીડી ન હોત તો મારો કેટલો બધો વખત શાંતિમાં જાત; કેટલી ચિંતાઓથી હું મુક્ત રહેત; કેટલાં પાપકર્મોની જવાબદારીમાંથી છૂટો રહ્યો હોત; શાંત જીવનમાં હું, કેટલાં લોકોપયોગી કામો કરી શકયો હોત! મારી પ્રજાને કેટલી સુખી કરી શકયો હોત! પણ હવે પશ્ચાતાપથી ફળ શું? ગતકાળને વીસરી જઇશ અને ભવિષ્યનો ખોટો વિચાર કરવાને બદલે, હું, હજુ જેટલા વર્ષ જીવવાનું બાકી છે તેટલામાં બને તેટલું સદ્ગુણી જીવન ગાળીશ!

તે એકલો નિશ્ચય કરીનેજ બેઠો નહિ, પરંતુ કરેલા નિશ્ચયને અમલમાં મૂકયો.

# સમાપ્ત.

# ⊰ અમૃત વચનો ⊱



૧ માણસ ગમે તેટલો ગરીબ હોય તો પણ જો તે ધારે તો પરોપકારનાં કામ કરી શકે છે.

૨ દયાનાં કામો કરવામાં પોતાના દુઃખને ગણકારવું નહિ.

૩ જો બધા એક બીજાને મદદ કરે તો જગતમાંથી ઘણું દુઃખ ઓછું થાય.

૪ જે માણસ બીજા માણસનો અપરાધ ક્ષમા કરે છે, તેના દોષ ઈશ્વર પણ ક્ષમા કરે છે.

૫ ખરી ક્ષમા ત્યારેજ કહેવાય કે દુશ્મનનું પણ હિત કરાય.

૬ બીજાનો બચાવ કરવો એજ મોટામાં મોટી બહાદુરીનું કામ છે.

૭ જૂઠું બોલીને જીવવું એ નકામું છે, પણ સાચાને માટે મરવું એ ઘણું સારૂં છે.



